શ્રીઃ

# जगदीशमहात्म्य

સચિત્ર.

કાશીના પં૦ શુકદેવશર્મા કૃત.

સરલ ગુજરાતી ભાષાન્તર

રઘુનાથ દામોદરજીના પુત્ર
શ્રીકૃષ્ણ ગોઠીકારજીએ
શોધી પ્રકાશ ગ્રંથ



મુંબઈમાં
શ્રીવેંકટેશ્વર(સ્ટીમ)યન્ત્રાલયમાં
છપાવી પ્રસિદ્ધ કર્યું.







પહેલીવાર પ્રતો ૨૦૦૦ } ૧૯૬૯ { કીમત ૪ આના.

## શ્રીજગન્નાથાયનમઃ



શ્રીવેંકટેશ્વર સ્ટીમ પ્રેસ મુંબઇ.

# શ્રીજગન્નાથજીની દોલાયાત્રાનું ચિત્ર.



આ હિંદોળાની યાત્રા ફાગણ સુદે પુનમને દિવસે થાય છે અર્થાત્ તે દિવસે જગન્નાથજીની પ્રતિનિધી મદન મોહન મૂર્તિ મન્દિરના બહાર હિંડોળામાં બેસીને હિંડોળા ખાય છે અને સર્વ લોકો તેનાપર અબીર ગુલાલ ચઢાવી નૈવેદ્ય સમર્પણ કરે છે.

## શ્રીજગન્નાથજીની ચન્દન યાત્રાનું ચિત્ર.



આ યાત્રા વૈશાખ સુદી તીજથી ૨૧ દિવસ સુધી થાય છે આ યાત્રામાં ભગવાનની તેજ પ્રતિનિધિ મદન મોહન મૂર્તિ દર દિવસ ચન્દન તલાવમાં જઇ, નાવમાં આપણા મન્ત્રી લોકનાથ આદિ મહાદેવોને લઇ, સહેલ કરી, ચન્દનતલવના મધ્યમાં જે મન્દિર છે તેમાં ચંન્દન આદિ લગાડી જલક્રીડા કરે છે. આ યાત્રાના સમયે નૃત્ય ગાયન આદિ પણ થાય છે. અને સર્વ લોક ચન્દન તલાવમાં સ્નાનાદિ ચન્દન લેપન કરી. સુગંધિત વસ્તુઓ પરસ્પરોને આપે છે. અને આ દિવસથી જગન્નાજીથનો રથ બનાવવાની તયારી થાય છે.

# શ્રીજગન્નાથજીની સ્નાન યાત્રાનું ચિત્ર.



આ સ્નાન યાત્રા જ્યેષ્ઠ સુદિ પૂનમને દિવસે થાય છે. તે દિવસે ભગવાનની ચાર મુરતિઓ ( બલરામ, સુભદ્રા, જગન્નાથ, સુદર્શન ) રત્નવેદીથી આવીને સ્નાનવેદીમાં આ ૧૦૮ સોનાનાં ઘડામાંના જલથી સ્નાન કરીને ગણેશજીનું રૂપ ધારણ કરે છે. અને તે દિવસથી ભગવાન રત્નસિંહાસન પર જઇ પંદર દિવસ સુધી બીમાર રહે છે. માટે પન્દર દિવસ સુધી પટવંદ રહે છે.

## શ્રીજગન્નાથજીની રથયાત્રાનું ચિત્ર.



આ યાત્રા આષાઢ સુધી બીજને દિવસે થાયછે. તે દિવસે ભગવાન રોગમુક્ત સ્નાન કરીને રથમાં બેસી પોતાના જન્મનગર ( જનકપુર ) માં જઇ તહાં સાત દિવસ રહીને ત્યાંથી પાછા ફરી પોતાના રત્ન સિંહાસનપર બિરાજે છે. આ યાત્રા સર્વ યાત્રાઓથી અધિક છે. આ બાબતમાં શાસ્ત્રમાં પણ લેખ છે કે " रथस्थं वामनं दृष्ट्वा पुनर्जन्म न विद्यते " આ શિવાય બીજી ઘણી યાત્રાઓ છે.



## હીંદુઓને પવિત્ર તીર્થ જગન્નાથપુરીના પંડા
## રઘુનાથજી દામોદરજીના બેટા
## શ્રીકૃષ્ણરઘુનાથની ભેટ.

સર્વ ધર્માત્માને વિનંતી કરવાની કે જો તમારે શ્રી જગન્નાથ પુરીની જાત્રા કરવા આવવા વીચાર હોય તો ગોર રઘુનાથજી દામોદર છે તે ગુજરાત કચ્છ કાઠીયાવાડ જીલ્લો ગુજરાત જીલ્લો અમદાવાદ જીલ્લો મુંબઇ જીલ્લો વડોદરા જીલ્લો સુરત જીલ્લો ખેડા જીલ્લો ભરોચ જીલ્લો અને બીજા ઘણા પ્રદેશોના ગોર છે અને..વલ્લભ કુલના પણ ગોર છે તો ત્યાં આવો તો તે ગોરનુ નામ બરાબર યાદ રાખવુ બીજા કોઇપણ પંડાની કાંઇપણ વાત સાંભળવી નહીં ત્યાં ઉતારા પાણી અને દરશણ કરવા ની ઘણી ગવડસ છે કારણ તેનું ઘર શ્રી જગન્નાથજીનાપશ્ચિમ દરવાજા સામે છે તો તે ગોરની લોપના કરવી નહીં એજ.

श्रीः

# શ્રીજગદીશ મહાત્મ્ય.

## ૧ પ્રથમ અધ્યાય.

( વસંતતિલકા )

શ્રીસિદ્ધિ બુદ્ધિપતિને મનથી મનાવી,
ને શારદા શિવ પદામ્બુજ ઉર લાવી;
નીલાદ્રિનાથ કથની મનમાંહ્યભાવી,
મા ગુર્જરા મમગિરા હ્રદિ યાદ આવી. ૧



એક સમય નૈમિષારણ્યને વિશે સકળ મુનિ મંડળ એઠાહતા. તેસમયે સર્વ મુનિઓએ મળીને સૂત પૌરાણિકને કહ્યુ કે હે મહારાજ ! આપ સર્વ શાસ્ત્રજ્ઞ તથા સંપૂર્ણ તીર્થ ક્ષેત્રોનું મહાત્મ્ય જાણવા વાળાછો ; માટે કૃપાકરીને પરમ પવિત્ર આનંદ જ્ઞાનને વધારવાવાળું પુરૂષોત્તમ (જગન્નાથ) મહાત્મ્યકહો. જ્યાં વિષ્ણુભગવાને નરલીલા કરવા માટે દારૂમય (કાષ્ઠ) મૂર્તિ ધારણ કરી છે, જેનાં દર્શનથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ પ્રાપ્ત થાયછે શા કારણે ત્યાં ભગવાને દારૂમય રૂપ ધારણ કર્યું તે સવિસ્તર કથા અમને સંભળાવો. એ સાંભળીને સૂત પૌરાણિક અતિ પ્રસન્ન થઇને બોલ્યા કે હે મુનિગણો ! તમારા આ સુંદર પ્રશ્નને સાંભળીને હું અતિ પ્રસન્ન થયો. તમારા એ લોકોપકારી પ્રશ્નને કહું છું સાવધાન થઇને શ્રવણ કરો. યદ્યપિ જગદીશ સર્વજ્ઞ સર્વ વ્યાપી અને સર્વ પાપ નાશક સર્વત્ર છે પરંતુ આક્ષેત્રમાં સર્વ વ્યાપી દીનહિતકારી ભગવાનનો દારૂમય અવતાર થયો છે. અત એવ એ ક્ષેત્ર સંપૂર્ણ તીર્થો તથા ક્ષેત્રોમાં અત્યન્ત ગુપ્ત અને સર્વ પાપોનું નાશકરવા વાળું તથા

સમસ્ત પુણ્ય ફળને દેવા વાળું શ્રીજગદીશ ક્ષેત્ર ઉત્કલ (ઊડિયા) દેશમાં છે. એ પરમ સુંદર ક્ષેત્ર, દશ યોજનના વિસ્તારમાં સમુદ્રની રેતી માંછે, જેના વચમાં નીલપર્વત મહાનદીના દક્ષિણ કિનારાથી આરંભ થઈને ઊત્તર કીનારા સુધી ચાલ્યું ગયુંછે, એ પરમ પાવન ક્ષેત્ર કેહેવાયછે. એ ભૂમી પત્યેક પદ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ દાતાછે. હે મુનીશ્વરો! એ ક્ષેત્રમાં નીલધ્વજ ધારી ગરૂડ ધ્વજ ભગવાન્ સર્વદા શાન્તિ રૂપ બેઠા રહે છે. એવા ભુક્તિ મુક્તિ ફલદાયક ક્ષેત્રમાં એ મનુષ્ય જઈ શકેછે કે જેનું મન પવિત્ર, બુદ્ધિ નિર્મલ તથા વિષ્ણુ ભગવાનમાં અત્યન્ત પ્રેમ હોય. એ સ્થાનમાં જવાથી પાપી દુરાચારી જીવ પણ મુક્તિ પામેછે અને વૈતરણી નદીમાં સ્નાન શ્રાધ્ધાદિક ક્રિયા કરીને ગયા ક્ષેત્રમાં (જાજપુર) વૈતરણી તટવાસિની વિરજાદેવી નાં દર્શન પૂજનાદિ કરીને મનુષ્ય મનવાંછિત ફળ પામેછે, અને જે મનુષ્ય એકામ્રકાનન (વન) ના બાગમાં અતિ સુંદર પરમ પુનીત બિંદુહ્રદ નામક સરોવરમાં સ્નાન કરીને પરમ દર્શનીય વિશાલ મૂર્તિ હરિહર સ્વરૂપ કૈલાસપતિ શ્રી નીલકંઠજી નાં દર્શન કરેછે તથા અર્ક ક્ષેત્ર નામક સ્થાનમાં જઈચંદ્ર ભાગાનદીના નિર્મળ જળથી સ્નાનકરી સૂર્યનારાયણની પ્રચંડ તેજોમય મૂર્તિનાં દર્શન કરી પોતાનાં સંપૂર્ણ કાયિક વાચિક માનસિક જ્ઞાત અજ્ઞાત સંપૂર્ણ પાપથી મુક્ત થઈ જાયછે. એ દશ યોજન પૃથ્વીના મધ્યમાં નીલપર્વત છે જે દૂરથી જોવામાં પૃથ્વીના એક સ્થાન રૂપ દેખાય છે, એ પર્વત ઊપર ત્રણ કોસ વિસ્તૃત શંખાકાર શંખોદર પુરૂષોત્તમ ક્ષેત્ર (અર્થાત્ શ્રીવીષ્ણુ ભગવાનનું મંદિર) છે. તથા સાક્ષાત વિષ્ણુ સ્વરૂપ કલ્પ વૃક્ષછે. એ વૃક્ષના નીચેની બાજુ વાયવ્ય કોણમાં સુવિખ્યાતં રોહિણી કુંડછે, જેના દર્શન, સ્પર્શ, અને માર્જનથી પ્રાણી એના દેહ તથા મન શુદ્ધ અને પવિત્ર થઈ જાયછે. જેના દ્વારા પ્રાણી પોતાનાં ચર્મ ચક્ષુઓથી નીલધ્વજ ભગવાનનાં દર્શન મેળવી મોક્ષ

પદને પામેછે, અને એ વૃક્ષથી કાંઇક દૂર વાયવ્ય કોણુની તરફ દેવરાજ માધવ અને તેના દક્ષિણે નૃસિંહજીનુ મંદીરછે. જેના દર્શનાદીનું ફળ અકથનીય અને પ્રશંસનીયછે. જ્યાં કિંચિત્ પણ જપદાનાદિક કરવાથી અસંખ્ય ફળ લાભ થાયછે. અને તેના સમીપ સંપૂર્ણ ફળોના દાતા જ્ઞાન વૈરાગ્યના વધારવા વાલાં કામાક્ષા તથા ક્ષેત્રપાળનુ મંદિરછે. એ મંદિરથી કાંઇક દૂર સંપૂર્ણ જીવોને ભુક્તિ મુક્તિ આપવા વાળી પરમ પવિત્ર આદિ શક્તિ વિમલા દેવી નિવાસ કરેછે અને એજ જગાએ મણિકર્ણિકા, કપાળમોચન આદિ તીર્થ પ્રસ્તુછે જેના દર્શનથી બ્રહ્મહત્યાદિક પાપ નાશ થઇ જાયછે. વળી સમુદ્રને કિનારે નારાયણ સાક્ષાત્ કૈલાસપતિ યમેશ્વરનામથી પ્રસિધ્ધછે જેનાં દર્શન પૂજન કરવાથી કોટિ લિંગનાં દર્શન પૂજનનુ ફળ પ્રાપ્ત થાયછે, એજ સ્થાનના સમીપમાં ચામુંડા કાળી તથા કલ્પ વૃક્ષ પણછે, જેનો નાશ મહાપ્રલયને સમયે પણ નથી થતો તથા એ સ્થાનની દક્ષિણ તરફ શ્વેત ગંગા તથા મત્સ્ય રૂપે જનાર્દન વિષ્ણુભગવાન અને શ્વેત રૂપ ધારી મહાદેવ વિરાજમાનછે, જેનાં દર્શનથી અજ્ઞાન અંધકાર શાન્ત થઇને તથા મન સ્વચ્છ બનીને વિષ્ણુ ભગવાનના ચરણ કમલમાં અચલ પ્રેમ પ્રાપ્ત થાયછે તથા એ દર્શનથી ક્ષેત્રકૃત સંપૂર્ણ પાપ નષ્ટ થઇને વાજપેય યજ્ઞ ફળ.લાભ થાયછે. અને તે વૃક્ષના નીચે તથા કાંઇક આગળ પરમ સુંદરી દ્વિતીયાશક્તિ મંગલા દેવી તથા વડને દક્ષીણ તરફ દક્ષિણ મુખ ગણેશજી વિરાજમાનછે જેનાં દર્શનથી સમસ્ત પ્રાણીઓનાં વિઘ્ન નાશ થઇ જાયછે. નીલગિરિથી પૂર્વ દિશામાં મરિચિકા દેવી તથા ઇશાન કોણમાં જગદ્ગુરૂ વિરૂપાક્ષ ઇશાનેશ્વર મહાદેવ સુશોભિત છે. અને એજ જગાઉપર આદિ શક્તિ શંકરપ્રિયા અર્ધાંગિ વિરજા દેવી વિરાજ માનછે તથા શંખાકારના મધ્ય ભાગમાં વિષ્ણુ ભગવાન, અગ્ર ભાગમાં નીલકંઠ મહાદેવ અને પૃષ્ટ ભાગમા મંગલા દેવી વિરાજમાન છે. એ શંખાકાર ક્ષેત્ર વટવૃક્ષથી

વાયુ કોણમાં મહાન્ તપસ્વી શ્રી માર્કંડેયજી તથા માર્કંડેય તીર્થ (સરોવર) છે જેમાં માર્જનસ્નાન કરવાથી મનુષ્ય દિર્ઘાયુ વા આવાગમનથી રહિત થઇ જાયછે. એવું ઉતમ અનન્ય તીર્થ દેવતાઓથી સંયુકત શ્રીક્ષેત્ર (જગન્નાથ પુરી) ભારત વર્ષમાં પ્રખ્યાત છે જ્યાં શ્રી નીલ માધવજી સાક્ષાત્ વિષ્ણુ અવતાર ધારણ કરીને વિરાજમાન છે જેનાં દર્શન પૂજનને માટે દેવતાઓ સ્વર્ગાદિ સ્થાનેથી ત્યાં આવેછે. એ ક્ષેત્રની પશ્ચિમ બાજુ સવર રાયક્ષ નામક (સબર લોકોનું) સ્થાનછે જ્યાં સવર લોકોના અધિપતિ સુવિખ્યાત વિશ્વાવસુ નામના સવરે નીલમાધવની મૂર્તિનાં દર્શન કર્યાહતા. એ જાતિ આજ સુધી પણ એ બ્રહદ સ્થળ અને મંદિરમાં પણ કાંઇક કાર્યાધિકારી છે.--એક સમય સંસારના પ્રલય રૂપી સાગરમાં વેહેતાં વેહેતાં બ્રહ્માજી એ વિષ્ણુ ભગવાનના તે નીલાચલ પર્વતને દેખી અત્યન્ત આશ્ચર્ય ચકિત થઇને ત્યાંજઇ ભગવાનની અનેક સ્તુતિ પાઠ કરી ભગવાનથી વીદાય થઇને જતા હતા એટલામાં તેઓએ જોયુંકે એક કાગડો અત્યંત તૃષિત તથા દુર્બળ ત્યાં આવ્યો અને તે રોહિણી કુંડમાં જલપાન તથા સ્નાનાદિ કરી વિષ્ણુ ભગવાનનાં દર્શન આનંદમાં નિમગ્ન થઇ તે સુવર્ણ રેતીમાં આળોટી પોતાના શરીરને છોડીને શંખ ચક્ર ધારણ કરી સાક્ષાત્ વિષ્ણુ સ્વરૂપ થઇને ભગવાનના સમીપ જઇને ઊભોરહ્યો. તે સમયે ત્યાં વિચાર કરતા કરતા યમરાજ પણ આવી પોહોચ્યા અને તે આ ચરિત્રને દેખી અત્યન્ત દુ:ખી થઇ પોતાનો અધિકાર જતો સમજી વિષ્ણુ ભગવાનની સ્તુતિ કરવા લાગ્યા તેવખતે ભગવાન નીલમાધવ યમરાજને વિવ્હલ તથા ખેદ વાળા જોઇ ઇશત્ હાસ્યમુખથી લક્ષ્મીના તરફ જોવા લાગ્યા. ભગવાનના હૃદય ભાવને જાણવા વાળાં આદિમાતા લક્ષ્મીજી ભક્તવત્સળ ભગવાનના તરફથી યમરાજને સમઝાવવા લાગ્યા–કે હે યમરાજ ! અહીંની વાતો ઊપર તમે એટલા શોકાકુળ તથા ચિંતાતુર ના થશો, આ પુરૂષોત્તમ

ક્ષેત્ર સંપૂર્ણ જગતની સૃષ્ટિથી બહિર્ગત છે, આ ક્ષેત્રમા મહા વિષ્ણુ ભગવાનની પ્રબળ માયાના કારણથી બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર કોઇની પણ માયા નથી ચાલતી તમે બધા લોકોને આ ક્ષેત્ર છોડીને સર્વત્ર પોત પોતાના શાસનનો અધિકાર છે. માટે હે યમ ! તમે પોતાનુ દુઃખ દૂર કરી શોચને છોડી પોતાના કાર્યમાં લાગો. આ ક્ષેત્રમાં કીટ પતંગ પશુ પક્ષી યાવત્ દેહધારી મુક્તિ લાભ મેળવે છે. અતએવ આ ક્ષેત્રના નિવાસી તથા જાત્રી લોકોઉપરથી અધિકાર છોડીને સમસ્ત લોકો ઊપર શાસન ચલાવો. હે સૂર્ય પુત્ર ! આ ક્ષેત્રમાં આવીને જે મનુષ્ય સમુદ્રાદિ તીર્થ જાત્રા કરી શ્રીમહાવિષ્ણુ નીલમાધવ નીલધ્વજ ( જગંનાથજી ) ના દર્શન કરેછે તે સંપૂર્ણ પાપોથી મુક્ત થઇ મોક્ષપામે છે. એવા વચનો સાંભળીને યમરાજ ભગવાન તથા લક્ષ્મીજીની અનેક પ્રકાર સ્તુતિ કરીને બોલ્યા કે હે માતા આપના વચન સાંભળીને મારો સંશય તથા દુઃખ દૂરથયું હવે આપ કૃપાકરી એવું વરદાન આપો કે જેથી હુંપણ આપના ચરણ કમળનુ સેવન કરીશકુ એટલુ સાંભળી યમરાજના અત્યન્ત પ્રેમ તથા ભક્તિથી બધ્ધ થઇ યમરાજને તેવુજ વરદાન આપ્યું. લક્ષ્મીજીનાં એવાં સુંદર અને સરળ વચનો સાંભળી પ્રસન્ન થઇને યમ-રાજ યમપુરમા ચાલ્યાગયા. હે મુનિગણો ! એ ક્ષત્રમા ભગવાન મધ્યાહ્ન સુધી કાષ્ટ મય મુર્તિ ધારણ કરીને તથા મધ્યાહ્ન ઊત્તર મનુષ્ય સ્વરૂપ ધારણ કરીને રેહછે. આ ક્ષેત્ર વિષ્ણુ ભગવાનની નરલીલા તથા અનેક કાર્યકર્તાઓથી ભગવાનને અત્યંત પ્રિયછે. મતલબ, એ ક્ષેત્ર સમસ્ત ક્ષેત્રો તથા તીર્થાદિકોથી અધિક તથા સુલભ રીતિથી મોક્ષફળ ( આવા-ગમન થી રહિત ) ને આપવા વાળુછે. જે ક્ષત્રનો મહિમા બ્રહ્મા રૂદ્રતથા યમ આદિ સાંભળીને અત્યંત સંતુષ્ટ થઇને પોત પોતાના સ્થાન પ્રત્યે ચાલ્યાગયા. અને જે સ્થાનમાં વાસ કરવાને માટે બ્રહ્મ રૂદ્ર યમ તથા માર્કંડેયમુનિએ પ્રાર્થના કરી એવા પુનીત સર્વ શ્રેષ્ટ ક્ષેત્રનું જે પ્રાણી

દર્શન કરશે તે પ્રાણી આવાગમનથી રહિત થઇ વિષ્ણુ ભગવાનના સમીપ રહી પોતાનો જીવન લાભ કરશે. એટલુ કહી લક્ષ્મીજી ચુપ થઇ ગયાં.

## ઇતી શ્રીજગદીશમાહાત્મ્ય પ્રથમઅધ્યાય સમાપ્ત

## ॥ ૨ અથ દ્વિતીય અધ્યાય ॥

એટલું સાંભળી શૌનકાદિ ઋષિ બોલ્યા કે હે સૂતજી મહારાજ આપે કહેલા આ માહાત્મ્ય ને સાંભળીને અમે સર્વ અત્યંત આનંદિત થયા, હવે આપ કૃપાકરીને કહો કે આ અપૂર્વ ગુપ્ત ક્ષેત્રનો પ્રકાશ કોણ પ્રકારે થયો અને કોણે એ દારૂમય મુર્તિનુ સ્થાપન કર્યુ, જેથી એ ક્ષેત્ર સર્વ સાધારણ સંસારી પ્રાણિયોને પ્રાપ્ત થયું છે. એવું સાંભળી સૂતજી બોલ્યા કે હે મુનિગણો ! હવે હું એ પવિત્ર ક્ષેત્રનું શુભ ચરિત્ર કહુંછું, તમો સર્વ મંડળ મન લગાડીને સાંભળો. સત્યયુગમાં એક સદાચારી સર્વશ્રેષ્ટ સત્યવાદી ધર્મજ્ઞ ધર્માત્મા બ્રહ્માની પાંચમી પેઢીના ઊત્તરાધિકારી સર્વે વિદ્યાઓને જાણવા વાળા સંપૂર્ણ અશ્વર્યોના ભોક્તા સદા તપસ્વી અને પરમ વૈષ્ણવ પિતૃભક્ત પ્રજાપાલક સર્વજ્ઞ અતિથિ પૂજક સદ્ગુણોથી યુંક્ત ઈંદ્રદ્યુમ્ન નામક મહિપતિ નાના રત્નોથી યુક્ત અમરાવતી તુલ્ય માલવ પ્રદેશની અવંતિકાપુરીમાં વાસ કરતો હતો. એક સમય તે રાજા બ્રાહ્મણો તથા પુરોહિતને સાથે લઇ મંદિરમાં પૂજનાદિથી નિવૃત્ત થઇને બેઠાહતા. એટલામાં જોયુંકે એક જટિલ વેષધારી ઋષિ આવેછે. રાજા એ ઊઠીને પ્રણામ પૂજનાદિ કરી સન્માન પૂર્વક આસન આપી પુછ્યુંકે હે મહારાજ ! આજ આ દીન ઊપર ક્યાંથી અનુગ્રહ થયો તથા દાસને માટે શી આજ્ઞા થાયછે એટલું સાંભળી જટાધારી ઋષિ બોલ્યા કે હે રાજન ! હુંજે કહુંછું તે મન લાગાડીને સાંભળો. મેં એક સમયે ફરતાં ફરતાં બહુ વિકટ જંગલોમાં પેશી ઉત્કલ (ઊડીસા)

દેશમાં સમુદ્રના તીરે શ્રીપુરૂષોત્તમ ક્ષેત્રને જોયું કે જ્યહાં શ્રીનીલમાધવજી વિરાજમાન છે. એ સ્થાન અતિ પ્રશંસનીય અને આજ સુધી ગુપ્ત છે ત્યહાં એક વર્ષપર્યંત રહીને જોયું કે દેવતા લોક અહીં પ્રતિ રાત્રિ આવીને ભગવાનનું પૂજન કરીને પોત પોતાના સ્થાનમાં ચાલ્યા જાયછે. હે રાજન! તમને પરમ વૈષ્ણવ તથા સત્પાત્ર જોઇ એ ક્ષેત્રને તમારા આગળ પ્રગટ કરૂં છું. હે રાજન ! દેવતા ઓ સ્વર્ગથી આવીને જેની પૂજા કરીને પોતાનું અભીષ્ટ સિદ્ધ કરે છે એવા વિષ્ણુ ભગવાનનાં દર્શન તમો એ અવસ્ય કરવાં જોઇ એ અને ત્યહાં રોહિણી નામક કુંડછે જેમાં સ્નાન તથા માર્જન કરવાથી યાવત્ પ્રાણી મુક્તિને પામેછે જટાધારી તપસ્વી ની એટલી વાત સાંભળી રાજાએ તેથી અધિક પ્રસન્ન થઇ વારંવાર દંડવત્ કરી તેમની પૂજા કરી ગળામાં માળા પેહેરાવી. તપસ્વીએ પુનઃ તેજ માળા રાજાને પ્રસાદ રૂપે પ્રદાન કરી. મહારાજા ઇંદ્રદ્યુમ્ન વિષ્ણુ નીલમાધવજીની પ્રસાદ રૂપી માલા તપસ્વીથી મેળવીને ભક્ત વત્સળ ભગવાનની તથા તેમાળાની વંદના કરી જટાધારી તપસ્વીને કહ્યુંકે હેપ્રભો ! તે જગદીશ ક્ષેત્ર કોણ દીશામાં છે અને ત્યહાં જઇને શ્રીનીલ માધવના દર્શન આદિ કોણ પ્રકારે થાયછે તે કૃપાકરીને કહો. એટલુ સાંભળી જટિલ મુનિ બોલ્યાકે હે સજ્જન ! એ જગદીશ ક્ષેત્ર લવણ સિંધુના ઉતર તટમાં ઓઢ્ર ( ઉત્કલ ઓડીસા ) દેશમાં છે. એ પવિત્ર દેશમાં તે ઉત્તમ મહાન્ ક્ષેત્ર છે જે નો મહિમા નારદાદિ સર્વદા ગાયન કરીને પોતાનું ચિત્ત પવિત્ર તથા જીવન,સફળ કરેછે વળી તે પવિત્ર ક્ષેત્રની એક કોસ ( ગાઊ ) માં વિસ્તૃત કલ્પવૃક્ષ તથા તેના પશ્ચિમ તરફ સવર આદિ ઓનું નિવાસ સ્થાનછેએ સવરાદિ સ્થાનોના તરફથી એક સૂક્ષ્મ પંથ ( પગડંડા નો માર્ગ ) થી શ્રીનીલમાધવનાં દર્શન નો માર્ગ છે. જે પ્રાણી એ નીલમાધવનાં દર્શન કરેછે તે જીવન મુક્ત થઇજાય છે. અને તેને ફરી સંસારનું આવાગમન દુઃખ નથી થતું એ માટે હે રાજા ! તને

પરમ વૈષ્ણવ તથા ભક્ત જાણીને કહુંછુંકે તમે સહ કુટુંબ જઇને ત્યાં વાસ કરો. એ સ્થાન તમારા જેવા પુણ્યાત્મા વિષ્ણુ તથા બ્રાહ્મણ ભક્તોને જ રેહેવાયોગ્ય છે. હું તમારી પાસે રત્ન મણિગામ આદિ વિભવયાચના કરવા નથી આવ્યો. કેવળ એ ક્ષેત્રનો ઉપદેશ તથા સૂચના આપવા આવ્યો છુ એટલું કહેતા કહેતાં જટિલ મુનિરાજાની સભામાંથી બધા ઓના દેખતાં દેખતાં. અંતધ્યાન થઇ ગયા એ ઓના અંતર્ધાન થતાંજ રાજા ઘણા વિસ્મિત અને વિકળ થઇ પૃથ્વી ઉપર પડી ગયા રાજાને પડતાં દેખી રાજાના પુરોહિત તથા અન્ય સમસ્ત બ્રહ્મમંડળી એ રાજાને અનેક પ્રકારે સમજાવીને સાવધાન કરયા, ત્યારે રાજા બોલ્યા કે હે મહારાજ પુરોહિતજી! આપ તથા સમસ્ત બ્રાહ્મણોની કૃપાથી મારી સપૂર્ણ મનો કામના સિધ્ધ થઇ પરંતુજટીલ ભગવાનના ઉપદેશથી એ ક્ષેત્ર દર્શન ની અભિલાષા બાકી છે તે હે મહારાજ પૂર્ણ કરો; કેમ કે એ કાર્ય જ્યાં સુધી નહીં થાય ત્યાં સુધી મને કોઇ પ્રકારની બીજી ઇચ્છા ઉત્પન્ન નહીં થાય. વળી આશાછે કે મારૂ એ કાર્ય પણ આપના દ્વારા સરલતાથી થઇ જશે. એટલું સાંભળી પુરોહિતજી બોલ્યા કે હે રાજન! આપ ધૈર્યધારો એ ક્ષેત્રમાં જવાનો તથા દર્શન કરવાનો ઉપાય હું તમને બતાવું છુ. વિદ્યાપતિ મારો નહાંનો ભાઇ દેશ ભ્રમણ તથા અન્ય અન્ય તીર્થ શોધનમાં અતિ નિપુણછે. એને મોકલી એ ક્ષેત્રનો શોધકરાવો એટલે આપણ સર્વ ત્યાં જઇને વાસકરીશું તથા ત્યાં અશ્વમેધ આદી યજ્ઞકરી શ્રી પુરૂષોત્તમ ભગવાનનાં દર્શન કરીશુ. પુરોહિતની એટલી વાત સાંભળીને રાજા ઈંદ્રદ્યુમ્ન સમસ્ત બ્રાહ્મણ તથા પુરોહિતજીની પાસેથી વીદાય થયા. અને તેઓના કથન અનુસારે તેઓના નાના ભાઇ વિદ્યાપતિની પાસે જઇ પોહોચ્યા અને તેમની અનેક પ્રકારે પ્રાર્થના કરી બોલ્યા કે હે વિપ્રવર! આપ સમર્થ વિદ્વાન તથાદેશ ભ્રમણમાં અત્યંત ચતુરછો એવું સાંભળી હું આપના સમીપ આવ્યો છું. આપ મારા ઉપર

અનુગ્રહ કરીને ઊત્કલ દેશમાં શ્રીનીલમાધવજીનું ક્ષેત્રછે તેનો શોધકરી એ પવિત્ર નીલમાધવ ( જગંનાથ ) ક્ષેત્રનું વર્ણન મને આવીને સંભળાવો. એટલું કહી રાજા ઈંદ્રદયુમ્ન ગદગદ વાણીથી વિનંતિ કરતાં વિદ્યાપતિના સન્મુખ સાષ્ટાંગ દંડવત્ પડયો. રાજા ઈંદ્રદયુમ્નની એવી દશા જોઇ વિદ્યાપતિ અનેક પ્રકારે ધૈર્ય આપીને સમજાવવા લાગ્યા કે હે રાજન ! આપ ધૈર્ય ધરો હું આપનાં કાર્યનો જલદી ઊદ્યોગ કરૂં છું અને એ સમાચાર જલદીજ નિવેદન કરીશ. એટલું કરીને તે પોતાને અનેક પ્રકારે ધન્ય વાદ આપીને વિચારવા લાગ્યા!કે જે નીલ માધવનાં દર્શનની અભિલાષા દેવતા લોક કરેછે તે નીલમાધવનાં દર્શન હું જઇને ચર્મ ચક્ષુ દ્વારા પ્રાપ્ત કરીશ. એ પ્રકારે પોતાના ભાગ્યને વખાણતા રાજા ઈંદ્રદયુમ્નથી વિદાય થઇ નીલમાધવ ભગવાનનાં દર્શન આશામાં નિમગ્નથઈ દક્ષિણ સમુદ્રની તરફ ચાલ્યા. કેટલા એક દિવસો પછી જતાં જતાં મહાનંદી થી પાર થઇને સવર નામક વનમાં જઇ પોહોચ્યા, જ્યાં વિષ્ણુ ભગવાનનાં પરમભક્ત "વિસ્વાવસુ" નામક સવર,, રેહેતા હતા. વિદ્યાપતિને તે ભયાનક જંગલમાં એકલા ફરતા જોઇને વિસ્વાવસુ એ વિદ્યાપતિ પાસે જઇ અભિવાનદનાંતર પુછ્યું કે હે વિપ્રવર ! આપ આભયાનક જંગલમાં કયાંથી અને શા માટે આવ્યા છો. અને આપનુશું નામ છે ? વિસ્વાવસુની મધુર વાણી સાંભળી વિદયા પતિ બોલ્યાકે હે શ્રેષ્ટ ! હું અવંતિકાપુરીમાં રાજા ઈંદ્રદયુમ્નના પુરોહિતનો નાનો ભાઈ વિદ્યાપતિછું. મને રાજા એ શ્રીનીલમાધવક્ષેત્રનું શોધન કરવા માટે મોકલ્યો છે હમારા મહારાજા ની ઇચ્છા છે.કે .એ ક્ષેત્રમાં સહ કુટુંબ તથા સ સૈન્ય આદિવાસ કરવો એટલામાટે હું તેના સમસ્ત ઓના શોધના રસ્તાને માટે આવ્યોંછું તોહે શ્રેષ્ટ ! એ નીલ માધવનાં દર્શન તથા એ ક્ષેત્રનો સુગમ માર્ગ મને બતલાવશો. એટલું સાંભળી વિશ્વાવસુ વિદ્યાપતિ પ્રત્યે બોલ્યા કે વિપ્રવર ! આપ આસમે મારે ઘેરપધારીને રાત્રિમાં વીશ્રામ કરો.

તદનંતર પ્રાતઃ કાળે આપને શ્રીજગદાત્મા જગદાધાર જગદ્બંધુ જગદીશ શ્રીનીલ માધવજીનાં દર્શન થઇ જશે. તેની એપ્રમાંણે વાત સાંભળી વિદ્યાપતિ બોલ્યા કે હે ભ્રેષ્ઠ ! હું નીલ માધવ ભગવાનનાં દર્શન કર્યાં વગર વિશ્રામ તથા અહારાદિ નહી કરૂં એ માટે આપ કૃપાકરી મારૂં સર્વ સ્વાસધન નીલ માધવ ભગવાનનું દર્શન મને શીઘ્ર કરાવો. વિદયાપતિનાં અત્યંત આગ્રહ યુકત વચન સાંભળી વિશ્વાવસુ વિદ્યાપતિને સાથે લેઇને એક સાંકડા સુગમ પંગડંડાને રસ્તે થઇને રોહિણી કુંડમાં સ્નાન કરાવી વટ વૃક્ષને આલિંગન કરાવતા, નીલવર્ણ સ્વર્ણ કાંતિ સર્વાંગ સુંદર સર્વાલંકાર વિભુષિત જગદાત્મા શ્રીનીલ માધવજીનાં દર્શન કરાવ્યાં વિદયાપતિ એ સાક્ષાત્ મહા વિષ્ણુ નીલ માધવ નાં દર્શન કરી સ્તુતિ કરવાનો આરંભ કર્યો કે હે દેવ દેવેશ ! આપ જગદાધાર સંપૂર્ણ દેવોના અચિંતનીય નીલમાધવ આ ક્ષેત્રમાં પૂર્ણ કળાથી વિરાજમાન છો. હું આપને પ્રણામ કરૂંછું આપનો મહિમા તથા યશ કીર્ત્તિનું વર્ણન શેષ, શારદા, ગણેશ મહેશ પણ કરવાને અસમર્થછે. અને આપનાં દર્શન સ્પર્શ તથા પૂજનાદિની ઇચ્છા ઈંદ્રાદિ દેવતા તથા ગુણાનુવાદ નારદાદિ પરમ જ્ઞાની લોક કરે છે એવાં આપનાં દર્શન કરી હું કૃતાર્થ થયો વળી એ પરમાનંદમા નિમગ્ન થઇને આપને વારં વાર દંડવત્ કરૂંછું. એપ્રકારે વિશ્વાવસુ તા. વિદયા પતિ ભગવાનની સ્તુતિ કરી પરમ આનંદમાં મુગ્ધ થઇને બેસીગયા. તદ્નંતર વિશ્વાવસુ વિદયાપતિ પ્રત્યે બોલ્યા કે હે દ્વિજરાજ ! રાત્રી અધિક થઇછે. જંગલનો અતિ કઠિન માર્ગ રાત્રીને વિશે ઘણો દુર્ગમ હોયછેં માટે હવે જલ્દી સ્થાન ઊપર પધારો વિશ્વાવસુની એટલી વાત સાંભળીને વિદયાપતિ બોલ્યા હે ભકતજન ! હું આજની રાત્રીં અત્રેજ વિશ્રામ કરીશ. આપઘર પ્રત્યે પધારો વળી વિદયાપતિ બોલ્યા કે હે મિત્ર ! આપ એવું કેમ કહો છો ? આ સંપૂર્ણ ભૂમિ શ્રીનીલ માધવ ભગવાન જીની જછે. વિશ્વાવસુ એકલા અહિ રાત્રી

ને વીશે સિંહ વ્યાઘ્રાદિ જંતુ ઓ આક્રમણ કરેછે એ કારણથી અહીં કોઇ નથી રેહેતું એમ કરી વિદ્યાપતિનો હાથપકડી વિશ્વાવસુ તેમને ઘેર લઇ આવ્યા અને ત્યાં આવી બન્ને એ નીલ માધવ ભગવાનનુ નિર્માલ્ય (પ્રસાદ) આનંદ પૂર્વક ભક્ષણ કરીને વિદ્યા પતિ બોલ્યાકે હે મિત્ર ! આ પ્રસાદ નીલ માધવ ભગવાને કોણ કેવે પ્રકારે સમર્પણ છે તે કહો એટલું સાંભળી ને વિશ્વાવસુ બોલ્યા કે હે મિત્ર ! શ્રીનીલ માધવ ભગવાનનાં દર્શન પૂજનાદિકરવાને વાસ્તે અમર (દેવ) લોક રાત્રીને વિશે આવેછે. તેઓ નાના પ્રકારના ભોગ લાવી શ્રીનીલ માધવ ભગવાનને સમર્પણ કરે છે, જે પ્રસાદ પ્રાત: કાળે અમને પ્રાપ્ત થાયછે જેના દ્વારા હું મારો જીવન નિર્વાહ તથા અતિથિ સત્કાર આદિ કરી ધર્મ રક્ષાકરૂંછુ સૂત પૌરાણિકની એટલી કથા સાંભળી ઋષિઓ બોલ્યા કે હે સૂત મહા રાજ ! આ કથાને સાંભળીને અમો અત્યંત પ્રસન્ન થયા. આગળ વિદ્યાપતી એ વિશ્વાવસુને શુંકહ્યું ? અને રાજા ઇંદ્રદ્યુમ્ને કોણ પ્રકારે ત્યાં જઇ વાસકરી ભગવાનની દારૂમય (કાષ્ટ) મૂર્તિ સ્થાપન કરી તે સવિસ્તર કથા કૃપા પૂર્વક સંભળાવશો. તેવારે સૂત બોલ્યા કે વિશ્વાવસુ ની એવી વાતો સાંભલીને વિદ્યાપતિ આનંદ મગ્નથઇ તે વિશ્વાવસુને ભગવાન સ્વરૂપ જોઈ આલિંગન કરીને બોલ્યા કે હે મિત્ર વર ! જે ક્ષેત્રમાં રહેવાથી તથા નીલ માધવ ભગવાનનાં દર્શનથી પ્રાણી માત્ર મુક્ત તથા ભગવાન સ્વરૂપ થઇ જાય છે એ ક્ષેત્રમાં આપ સર્વદા નિવાસ કરીને પોતાનો જન્મ સફળ કરોછો. અહો દેવ દેવેશ ! આપ અમર પ્રશંસનીય તથા સંપૂર્ણ. કામ, ક્રોધ, લોભ, મોહાદિ દોષોથી રહિત સાક્ષાત્ વિષ્ણુ સ્વરૂપ છો. ધન્ય મારૂ ભાગ્યકે મે આપનાં દર્શન કરી મારાં પૂર્વજન્માર્જિત પાપોનો નાશ કરીને મારો જન્મ સફળ કર્યો હવે આપ કૃપાકરી કૃપા પૂર્વક એવો આશીર્વાદ આપો કે જેથી હું મારા રાજ સમાજ સહિત આ ક્ષેત્રમાંવાસકરી નીલમાધવ ભગવાનની સેવા તથા

આપ લોકોનાં દર્શન લાભ પ્રાપ્તકરૂં એટલું સાભળીને વિશ્વાવસુ બોલ્યા હે મિત્રવર ! આપ કોઇ વાતની ચિંતા તથા શોચ ના કરો. એ નિશ્ચય માનો કે અહીં આપના રાજા ઇંદ્રદ્યુમ્ન સકુટુમ્બ રહી યજ્ઞાદિદ્વારા ભગવાનની દારૂમય મૂર્તિ સ્થાપન કરી આ ક્ષેત્રનું ઘણુ મહાત્મ વધારશે આ વૃતાંત પૂર્વ કાલમાં ભગવાને બ્રહ્માજીને કહ્યું હતું અતએવ, આપ એવાત ઉપર નિશ્ચય રાખો કે આપના રાજા ઇંદ્રદ્યુમ્નનુ અભીષ્ટ પૂર્ણ થઇ તમારી યશ કીર્તિજુગ જુગ સુધી ફેલી રેહેશે. હે મિત્ર ! હાવે રાત્રી અધિક વ્યતીત થઇ આપ વિશ્રામ કરો અને હુંપણ જાઉંછું એટલું કહીં વિશ્વાવસુ પોતાના વિશ્રામ સ્થાનમાં ચાલ્યા ગયા તથા વિદ્યાપતિને પણ અત્યંત શ્રમિત થવાના કારણથી શ્રીનીલમાધવનું ધ્યાન કરી નિદ્રાદેવી ને વશીભૂત થઇ ગયા. વિદ્યા પતિને નિદ્રા આવ્યા પછી થોડી વારે ભક્ત વત્સળ નીલમાધવ ભગવાને નિદ્રિત વિદ્યાપતિને સ્વપ્ન દ્વારા કહ્યુંકે. હે વિપ્રવર ! હું તમારાથી ઘણો સંતુષ્ટછું હવે તમે જઇને તમારા રાજા (ઇંદ્રદ્યુમ્ન) ને શીઘ્ર લઇ આવો. એ રાજાના અહીં આવવાથી તમો સર્વનુ અભીષ્ટ પૂર્ણ થઇ જશે, આટલું કહીં ભગવાને વિદ્યાપતિને એક પુષ્પ માલા રાજા ઇંદ્રદ્યુમ્નને વાસ્તે આપી અંતરધ્યાન થઈ ગયા. એ સુંદર સ્વપ્નને જોતાંજ વિદ્યાપતિ ઉઠીને બેઠા અને એજ સમયે પોતાના મિત્ર (વિશ્વાવસુ) ને બોલાવી પોતાના સ્વપ્નની યથાર્થ હકીકત કહીં સંભળાવી. વિશ્વાવસુએ પણ અનેક પ્રકારે તેઓની તથા રાજાની પ્રશંસા કરી કહ્યુંકે હે મિત્ર ? હવે આપ વિલંબ, ના કરો જલ્દી રાજાને લેઈ આવો, એટલુ સાંભળી વિદ્યાપતિ નીલમાધવના સહાયથી અત્યંત પ્રસન્ન થઇ વિશ્વાવસુ ને વારંવાર પ્રણામ કરી હૃદયમાં ભીડી મળીને રાજાને લેઇ આવવા માટે ચાલ્યા. રાજા ઇદ્રદ્યુમ્ને વિદ્યાપતિનું આગમન સાંભળી ઘણો આનંદ માની વારંવાર પ્રણામ કરતાં વિદ્યાપતિના સ્વાગત અર્થે ચાલ્યા. અને વિદ્યાપતિને મળીને પોતા

ના ઘરમાં લાવી સુંદર પવિત્ર આસન આપી પૂછવા લાગ્યા કે હે મહાનુભાવ વિદ્યાપતે ! આપ નીલમાધવ ભગવાનનાં દર્શન તથા એ ક્ષેત્રનો માર્ગ કેવે પ્રકારે પામ્યા ? તે સવિસ્તર હકીકત કૃપા પૂર્વક મને કહો જટીલ મુનિના કથનાનુસાર તે અપૂર્વ ક્ષેત્રમાં સમસ્ત પાપ નાશક અભિન્ન વરપ્ર શ્રીનીલમાધવ ભગવાનજી સંપૂર્ણ કલાઓથીયુકત કેવે પ્રકારે વિરાજમાનછે તે સર્વ હકી કત વિસ્તાર પૂર્વક કહો રાજા ઈંદ્રદ્યુમ્ન ની એટલી વાત શાંભળી વિદ્યાપતિ બોલ્યા કે હે નૃપ શ્રેષ્ટ રાજા ઇંદ્રદ્યુમ્ન ! તમારી યશ કીર્તિ તથા પુન્યના પ્રતાપથી એ ક્ષત્રમાં જઇને જટિલ મુનિના કથનાનુસાર નીલમાધવાનના દર્શન થયાં અને મારા નવીન મિત્ર વિશ્વાવસુની સહાયતા થી એ કામમાં અત્યંત સફળતા પ્રાપ્ત થઇ. હવે ત્યાંના સમાચાર સવિસ્તર કહું છું ચિતદેઇને સાંભળો જટિલ મુનિના કથનાનુસાર મહાન મહાન દુર્ગ પર્વત તથા નદી નાળાને ઓળંગતો તે મહા નદીના દક્ષિણ તરફ સમુદ્ર તટ ઊપર જઇ શ્રીક્ષેત્ર (નીલમાધવ ભગવાન ) નું સ્થાનજોયું. એ અગમ્ય સ્થાનનો પંથ (માર્ગ) તથા દર્શન થવાં દુર્લભ હતાં પરંતુ શ્રીનીલમાધવ ભગવાનની કૃપાથી ત્યાં સતપથ ગામી ભગવત ચરણાનુરાગી પરોપકારી વિશ્વાવસુના મનો એક સત્વર મળ્યો જેનાદ્વારાએ અગમ્ય પર્વતનો માર્ગ સુલભતામાં પ્રાપ્ત થઇ ગયો. એ દીવસે રાત્રીના વખત દીનહિતકારી ત્રયતાપહારી નીલમાધવ ભગવાનજી એ આ પુષ્પ માલા આપને વાસ્તે આપીને સ્વપ્નમાં કહ્યુંકે હે વિપ્ર ! તારા રાજાને ઊતાવળે લેઇ આવ. એવું કહીને ભગવાન અંતરધાન થઇ ગયા. પછી મે મારા મિત્ર વિશ્વાવસુને બોલાવી સ્વપ્નની સવ હકીકત કહી સંભળાવી અને તેમની આજ્ઞા લેઇ અત્ર ચાલ્યો આવ્યો. વિદ્યાપતિની એટલી વાત સાંળી રાજા હાથ જોડી ઉભા થઇ બોલ્યા કે હે દ્વિજવર ! આપે આજ મને કૃતાર્થ કર્યો અને આ આપનો અપરિમિત ગુણ આજન્મ પર્યંત કદી નહીં ભુલું. આપની કૃપાથી આ

જમને સમસ્ત વાતો સુલભ થઇ એવું કહીને ભગવાનને પ્રસાદ તથા માલા ગ્રહણ કરી પોતાના ભાગ્યને અનેક પ્રકારે વખાણવા લાગ્યા. એટલામાં સંપૂર્ણ આનંદ યુક્ત સભા મંડપમાં રાજાને બેઠેલા જોઇ ત્રિકાલ દર્શી બ્રહ્માના પુત્ર નારદજી આવ્યા. રાજા ઇંદ્રદ્યુમ્ને નારદ મુનિને જોઇ સુંદર પવિત્ર આસન ઊપર બેસાડી વિવિધ પ્રકારે પૂજા કરી હાથ જોડી માથું નમાવી બોલ્યા કે હે મુનિ શ્રેષ્ટ બ્રહ્મ પુત્ર નારદજી મહારાજ! આજ આપના આગમનથી મારૂં ઘર પવિત્ર થયું તથા અપૂર્ણ વાસના પૂર્ણ થઇ આજ આપે મારા ઊપર મોટી કૃપાકરી અલભ્ય દર્શન આપ્યાં હવે એજ પ્રકારે અમને કોઇ જ્ઞાનનો ઊપદેશકરો. જેથી ધર્મ, અર્થ, કામ અને મોક્ષ ચારે પદાર્થનું સાધન પ્રાપ્ત થાય. કેમકે આપ ત્રિકાળજ્ઞ તથા પરમ જ્ઞાની છો. એટલી વાત સાંભળી નારદજી અત્યન્ત પ્રસન્ન થઈ બોલ્યા કે હે રાજન! તમે મોટા ધર્મજ્ઞ બુધ્ધિવાન તથા જ્ઞાની રાજાછો, એ કારણે તમને પરમ ઊપયોગી જ્ઞાનનું સાધન સિધ્ધથવા મુકિત સાધક ઊપાયને બતાવુંછું. તમે ચિત્ત દેઇને સાંભળો એ ઊપદેશથી તમારા સંપૂર્ણ મનોરથસિદધથશે. ઊત્કલ દેશમાં સમુદ્રને કિનારેસાક્ષાત્ પરબ્રહ્મ પરમેશ્વર મહાવિષ્ણુ નીલમાધવનુ સ્થાનછે, તેમનાં દર્શન કરવાથી પ્રાણીમાત્રને મુકિત પ્રાપ્ત થાયછે આપતો પરમ વૈષ્ણવ તથા નીતિ પૂર્ણ ધીર વીરછો. આપના ત્યાં જવાથી એ ક્ષેત્ર અધિક ફલપ્રદ થશે, એવો ઊપદેશ મને કેઇ સમયને વિશે બ્રહ્માજીએ કર્યો હતો. સૂતજી બોલ્યા કે હે ઋષિ ગણો! જટિલ મુનિની સૂચના, વિદ્યાપતિના સમાચાર તથા નારદ મુનિનો ઊપદેશ સાભળી રાજા ઇંદ્રદ્યુમ્ને સૈનિક, મંત્રી, તથા સમસ્ત નગરવાસીઓને પ્રવાસને માટે નાના પ્રકારનાં વાહન મ્યાના પાલખી અશ્વાદિ સાજ તૈયાર કરી ચાલવાની આજ્ઞા આપી રાજાની આજ્ઞા સાંભળી મંત્રીએ અતિ પ્રસન્ન થઇ વિષ્ણુ ભગવાન તથા નારદજી અને પોતાના કુળ ઇષ્ટદેવ બ્રાહ્મણ લોકોનું પૂજન કરીને સસૈન્ય તથા રાજા

સહિત નગરની પરિક્રમા કરી અવંતિકા ( ઊજ્જેણ ) પુરીથી નીકળી ચાલ્યા. અને કેટલાએક દિવસે ભજનાનંદથી જતાં જતાં મહાનદીના સુરમ્ય તીર ઊપર આવ્યા. સાયંકાલે નદી પારથઇ રાત્રીના ત્યાંજ વાસ-કર્યો. પ્રાતઃ કાળ થતાંજ નિત્ય કૃત્યોથી નિવૃત થઇ નારદ મુનિની પાસે જઇ બોલ્યા કે હે મહારાજ ! આ કોણ નદીછે અને કોણે એ નદીને અહીં આંણી તથા શું એનું નામછે એ સંપૂર્ણ હકીકત મને કહો ! હે ગુરૂદેવ ! એ કથા સાંભળવાની અમોને ઘણી લાલસાછે એટલું સાંભળી નારદજી બોલ્યા કે હે રાજન ! પશ્ચિમ દિશામાં વિંધ્યાચલ નામનો પર્વતછે એ પર્વત ઊપર કોઇ સમયે બ્રહ્માજીએ વિષ્ણુ ભગવાનનાં ચરણ સ્થાપન કર્યા હતાં એ ચરણ કમળોથી નિર્ગતિ થઇ પૂર્વ દિશામાંજવાવાલી એ મહાનદી નામથી પ્રસિધ્ધછે. એ નદીનુ મહાત્મ્ય ગંગાથી પણ અધિકછે અને એજ નદી શ્રીક્ષેત્ર જગનાથ પુરીમાં ચક્ર તીર્થમાં મળીછે જેમાં સ્નાન કરવાથી પ્રાણીઓનાં સાત જન્માર્જિત પાપ નષ્ટ થઇ જાયછે. નારદજીની એટલી વાત સાભળી રાજા અતિ પ્રસન્ન થઇ આનંદથી સ્નાન કરવા લાગ્યા. અને સ્નનાદિ ક્રીયા કરીને એકામવનમાંજઇ શિવનાં દર્શન પૂજનમાં પ્રવૃત થયા.

## ઇતિ દ્વિતીય અધ્યાય સમાપ્તઃ

## અથ તૃતીય અધ્યાયઃ

એટલુ સાંભળી મુનિઓ બોલ્યા કે હે સૂત મુનિજી ! એ કામવનમાં ઇંદ્રદયુમ્ન રાજાએ શું કર્યું અને પછી ત્યાંથી કોણ સ્થાનને વિશે યાત્રા કરી, તે સંપૂર્ણ વિસ્તાર પૂર્વક અમોને કહો. તે વારે સૂતજી બોલ્યા કે હે ઋષિ ગણો તે એ કામવનમાં રાજા ઇંદ્રદયુમ્ને કાંઇક વખત વિત્યા બાદ શંખ ઘંટા આદી વાદચોનો અવાજ સાંભળ્યા તે સાંભળી નારદ મુનિજીને પછ્યુ કે હે મહારાજ ! આ કોણ સ્થાનછે ? અને કોણે

આ સ્થાપના કરીછે ! આ વિશાલ લિંગ હરિહર સ્વરૂપ શિવજીનું શું નામછે ? તે સંપૂર્ણ કથા વિસ્તાર પૂર્વક કહો ! એટલુ સાંભળી નારદજી બોલ્યા કે હે રાજન ! એક સમય કૈલાસપતિ શંકર ભગવાન કાશીથી શ્રીક્ષત્ર નીલમાધવનાં દર્શન નિમિત્ર ચાલ્યા. અને જતી વખતે આ રમણીય સુરમ્ય વનને જોઇ શ્રીનીલમાધવનુ ધ્યાનધરી એહીંજ તપશ્ચર્ય કરવા લાગ્યા. ભકત વત્સળ દીન હિતકારી ભગવાને મહા દેવજી ની તપસ્યા જોઇ મક્ટ થઇ ને કહ્યુંકે હે અઢળકદાની શંકરજી મહારાજ ! આપ કોણ હેતુ અને કોને માટે અહીં ઘોર તપસ્યા કરો છો ? તે કૃપા પૂર્વક મને કહો. એટલુ સાંભળી મહાદેવજી બોલ્યાકે હે ભકત વત્સળ વૈકુંઠ વાસી આનંદ કંદ લક્ષ્મીપતિજી માહારાજ ! આપ સર્વના હ્રદયની વાંચ્છના જાણુવા વાળાછો માટે આપ મારા હ્રદય ભાવનો વિચારકરી મને વરદાન આપો. એટલુ સાંભળી શ્રીનીલમાધવ ભગવાન બોલ્યા કે હે ત્રિભુવનેશ કૈલાસ પતિ ! આજથી આ ઘોર ભયાનકવન તમારા નામથી વિખ્યાત થશે અને સર્વદા તમારા અર્ધાંગમાં વાસ કરીને હું તમારી સંપૂર્ણ મનોકામનાઓને પૂર્ણ કરીશ. એટલુ કહીને નીલધ્વજ ભગવાન અંતરધાન થઇ ગયા. હે રાજન ! ત્યારથી આ સ્થાન ભુવનેશ્વરના મથી વિખ્યાત છે. જે સમયે રામ ચંદ્રજી સમુદ્ર તટ ઊપર રામેશ્વરજી ની સ્થાપના કરવાને માટે રૂદ્ર સ્વરૂપ હનુમાનજીને સમસ્ત તીર્થોનું જળ લાવવા નિમિત્ત મોકલ્યા હતા તે સમય હનુમાનજીએ અત્રે આવી આ વિશાળ રૂપ હરિ હર સ્વરૂપ શિવજીનાં દર્શન કરી સંપૂર્ણ તીર્થનાં જળ માંથી એક બિંદુ જળ શંકર નામસ્તક ઊપર ચઢાવ્યું. એ બિંદુથી સુ વિસ્તીર્ણું સર્વ પાપ નાશક પરમ પાવન આ સરોવર ઊદ્દભવ થયું. જેમાસ્નાન કરવાથી સપૂર્ણ તીર્થોનુ ફળ અને આલિંગનાં દર્શન કરવાથી સમસ્ત લિંગોના દર્શનનું ફળ પ્રાપ્ત થાયછે. એ માટે હે રાજન ! આ કૈલાસપતિ શંકરનુ પૂજનાદિ કરી આજ અહીંજ વિશ્રામ કરવો જોઇએ. નારદ

મુનીની એટલી વાત સાંભળી રાજા ઇંદ્રદ્યુમ્ને સકુટુંબ તથા સસૈન્ય સદા શિવનું પૂજનાદી કરી અનેક પ્રકારે ધૂપ, દીપ, નૈવેદ્ય આદી ધરી બ્રાહ્મણ ભોજન કરી એ દીવસે ત્યાંજ વિશ્રામ કર્યો. બાદ બીજે દીવસે પ્રાતઃ સ્નાનાદી કરી કૈલાસપતિ ભુવનેશ્વરનાં દર્શન કરીને નીલાચલના સમીપ ભાર્ગવા નદીને તીરે કપોતેશ્વર વા બિલ્વેશ્વરની વાલુકારૂપ પૃથ્વીમાં સસૈન્ય કુંટુબ સહીત જઇને ઊતર્યા. અને કપોતેશ્વર અથવા બિલ્વેશ્વની ઊત્પત્તી આદી શ્રીનારદ મુનીજીને પુછવા લાગ્યા. તે વારે નારદજી બોલ્યાકે હે રાજન્ ! પૂર્વ કાળમાં એક સમય ( દ્વાપરયુગ ) ને વિષે શ્રીવિષ્ણુભગવાને પૃથ્વીનો ભાર ઊતારવાને માટે યદુવંશી વસુદેવના ઘરમાં દેવકીના ગર્ભમાં જન્મ લીધો હતો, તે વખતે શ્રીકૃષ્ણ ભગવાન પોતાના યદુવંશી લોકો સહીત અહીં આવ્યા. અને જતી વખતે આ સ્થાનમાં જ્યારે રાક્ષસોએ શ્રીકૃષ્ણ તથા યાદવોને માહા દુઃખ દીધું, ત્યારે શ્રીકૃષ્ણભગવાને આ સ્થાનમાં રહીને આ બિલ્વવૃક્ષ (બીલીનું ઝાડ) ના નીચે શંકરની મુર્તિ સ્થાપન કરી, તેમનાથી વરદાન મેલવી અત્રેના સમસ્ત રાક્ષસોનો નાશ કર્યો એટલા માટે આ સ્થાન અથવા ક્ષેત્રનું નામ બિલ્વેશ્વર ક્ષેત્ર તથા શંકરનું નામ બિલ્વેશ્વર પડ્યું. વળી એક કૌતુક ઈતિહાસ આ કપોતેશ્વરનો સાંભળો. એક સમયને વિષે શ્રીકૈલાસપતી માહાદેવજી શ્રીકાશીજીથી શ્રીનીલમાધવનો દર્શન નિમીત્ત અહીં આવ્યા. ત્યારે કોઇ કારણવશાત્ ભગવાનનાં દરશન ન થયાં તેથી શ્રીશંકર કૈલાસપતી એ અહીં આવી ઘોર તપસ્યા કરી, એટલે સુધી તપ કર્યું કે માહાદેવજી તપસ્યા કરતાં કરતાં સુકાઇને કબુતરના જેટલા થઇ ગયા, ત્યારે શંકરની ઘોર કઠિણ તપસ્યા જોઇ વિષ્ણુભગવાને પ્રસન્ન થઇ દર્શન દીધાં, ત્યારથી એમનું નામ કપોતેશ્વર પડ્યું અને એ નામથી પ્રસિદ્ધ થયા. માટે હે રાજન્ ! આપ એ બન્ને લિંગોનાં દર્શન તથા પૂજા આદી શ્રદ્ધાથી કરો ! એ બેઊ લીંગો સંપૂર્ણ કામના તથા ઇછિત

ફળને આપવાવાળાં છે. એટલી વાત નારદ મુનીથી સાંભળી રાજા ઇંદ્રિદયુમ્ને સહકુટુંબ તથા સસૈન્ય એ બન્ને લીંગોનું દર્શન પુજન કરી શ્રીની લમાધવના દર્શનનું વરદાન માગ્યું. સૂતજી બોલ્યાકે હે ઋષિગણો ! નારદજીનાં વચનાનુસાર રાજાએ સંપૂર્ણ કાર્ય કર્યું. પછી ત્યાંહાંથી જતી વખતે રાજાની ડાબી આંખ ફરકવા લાગી. રાજાએ અપશુકનને જોઇ ઘણા ચિંતાતુર થઇ નારદ મુનીને પૂછવા લાગ્યા કે હે માહામુની નારદજી માહાજ ! આજ આ શા અપશુકન થાયછે ? શૂંમારા કોઇ કાર્યમાં કહીં ચુક થઇ ? તે આપ કૃપાકરી મને કહો, કેમકે આપ ત્રિકાળજ્ઞ, સર્વના કર્મોના ફળને કહેવાવાળા છો. માટે હે માહારાજ ! મારા કોણ કર્મથી આ અશુભ શકુન ઉત્પન્ન થય છે ? ત્યારે નારદજી બોલ્યા કે હે રાજન્ ! આજ તમારે પુત્ર ઉત્પન્ન થશે માટે તમને નીલમાધવનાં દરશન નહીં મળે. અને અત્રેના શ્રી મહાદેવજી માહારાજ તમારા મોકલેલા વિદ્યાપતિને પોતાના સાક્ષાત્ સ્વરૂપથી દર્શન આપી. અહીંથી અંતરધ્યાન થઇ ગયાછે. માટે હે રાજન્ ત્યારથી અત્રેની સ્વર્ણ વાલુ ( રેતી ) પીતવર્ણ થઇ ગઇછે. સૂતજી બોલ્યાકે હે શૌનકાદી ઋષી ઓ ! નારદજીની એટલી વાત સાંભળી રાજા ઇંદ્રિદયુમ્ન મુર્છીત થઇ વજરઘાત થયો હોય તેમ ભૂમી ઉપર પડયા. રાજાને પડતા દેખી ચારેતરફથી બધા લોકો હા ! હા ! કરતા રાજાની પાસે અનેક પ્રકારે વિલાપ પ્રલાપ કરવા લાગ્યા. નારદજી એ સર્વ મંડળને વિકળ તથા શોકાકુળ જોઇ અનેક પ્રકારે સર્વને જ્ઞાનો પદેશથી ધીરજ આપી, રાજાને જાગૃત કરવાના ઉપાય કરાવ્યા. અનેક પ્રકારના ઉપચારોથી રાજા કેટલીએક વારે હોશમાં આવ્યા. અને નારદજીના ચરણોમાં પડીને બોલ્યા કે હે માહારાજ ! આ મારાં કોણ જન્મ જન્માંતરનાં પાપ ઉદય થયાં ? હે માહારાજ ! હવે એનો ઉધ્ધાર કીયે પ્રકારે થશે ? તે કૃપાકરીઆપ મને કહો. નહીં તો મારી પ્રજા, સૈન્ય આદી સહીત મારા પુત્રને દેશ પ્રત્યે વીદાય કરી દયો. તેએ ત્યાં

જઇ રાજ્ય કરે. હું હવે ભગવાનના દરશન વિના અહીંથી નહીં જાઊં. હાય! હું અભાગીયાને માટે ભગવાન પણ અંતરધ્યાન થઇ ગયા. હા! હા!! હા!!! હવે આ શરીરને અહીંજ ભગવાનને સમર્પણ કરીશ. એટલું કહી થોડા સમય માટે ફરી બેહોશ થઇ ગયા. તેવારે નારદજીએ રાજાને અનેક પ્રકારે સમજાવી શાંતી પ્રદાન કર્યું, અને કહ્યું કે હે રાજન્! તમે ધીર વીર થઇને કાયરોની પેઠે વિકળ કેમ થઇ જાઓછો? તમારા ઊપર વિષ્ણુભગવાનની મોટી કૃપા છે એવું કહી ભગવાનના તળે થઇને સુંદર ગંભીર સ્વરૂપ શ્રીવિષ્ણુ ભગવાન નરસિંહજીના મંદીરની પાસે પોહોંચ્યા. તેવારે નારદજી એ રાજાને કહ્યું કે હે રાજન્! જુઓ આ પરમ પવિત્ર આનંદજનક વિશાલ લોચન સર્વાંગ સુંદર દૈત્યોનો નાશ કરવાવાળા નરસિંહ ભગવન છે. જેનાં દર્શનથી અજ્ઞાનતિમીર નાશ થઇ જ્ઞાનરૂપી પ્રકાશ થાય છે. માટે હે રાજન્! હવે જ્યાંહાં સુધી તમને વિષ્ણુભગવાનનાં દર્શન ન થાય ત્યાંહાં સુધી આ નરસીંહ ભગવાનની પાસે રહી એમનું પૂજન કર્યાકરો. અને આ એઓના સન્મુખ અતિ વિશાળ જે વૃક્ષ છે તે સાક્ષાત્ વિષ્ણુસ્વરૂપ હોઇ આ સ્થાનમાં શોભી રહ્યું છે. જેની એક કોસ વ્યાપ્ત છાયામાં જવાથી પ્રાણીઓને મુકિતલાભ થાયછે, માટે હે રાજન્! હમણાં તમે અહીંજ રહીને એ બન્નેની પૂજા કારો. એજ તમને વાંછીત ફળના દેવાવાળાછે. એ વૃક્ષના પશ્ચિમ તથા નરશિંહ ભગવાનની ઊતર બાજુ એ નીલમાધવ ભગવાન હમણાં અંતરધ્યાન થઇ શ્વેતદ્વીપમાં ચાલ્યા ગયાછે. કેમકે ભગવાનને શ્વેતદ્વીપ તથા સિંહલદ્વીપ ઘણા વાહાલા છે. ત્યાંહાંથી નીલમાધવ પભગવાન તમારા ઊપર કૃપા કરી અત્રે દારૂમય રૂપથી પ્રગટ થઇ તમારા મનોરથ સફળ તથા મનોકામના પૂર્ણ કરી આ સ્થળે નાનાવિધિ ભોગ વિલાસ કરશે. સૂતજી બોલ્યા કે હે ઋષિગણો! નારદજીની એટલી વાત સાંભળી રાજા શ્રીવિષ્ણુ નરસિંહ ભગવાનની વિવિધ પ્રકારે

પુજા કરી સ્તુતી કરવા લાગ્યા, રાજાએ સ્તુતિ કરતાંજ ત્યાં આકાશવાણી થઇ કે હે રાજન્! નારદમુનીજીને બ્રહ્મા એ તમારી પાસે મોકલ્યાછે એ માટે જે નારદજી કહે તે તમે સત્ય બ્રહ્મવાણી સમજજો, એમાં સંદેહ નથી કે તમને ભગવાનનાં દર્શન અહીં અવશ્ય થશે. વાસ્તે હે રાજન્! તમે નારદજીના કથનાનુસાર ચાલો. રાજા ઇંદ્રધુમ્ન એ ગંભીર મનોહર વાણીને સાંભળી અત્યંત પ્રસન્ન થયા. અને વારંવાર નારદમુનીજીના ચરણોમાં પડી પ્રણામ કરવા લાગ્યા. સૂતજી બોલ્યા કે હે નૈમિષારણ્યવાસી મુનીઓ! તેવારે નારદજીએ રાજા ઇંદ્રદ્યુંમ્નને કહ્યું કે હે રાજન્! પૂર્વકાળમાં બ્રહ્માજીએ સ્થાપન કર્યા એવા નીલકંઠ નામના માહાદેવછે ત્યાંહાં ચાલો, ત્યાંહાં જઇ કાંઇક કાળ વાસ કરીએ, કેમકે આ સમસ્ત સ્થાન સંપૂર્ણ વાંછીત ફળોને આપવાવાળુંછે. એટલું સાંભળી રાજા નારદમુનીજીની સાથે નીલકંઠ માહાદેવના સ્થાનકે જઇ પાંચદીવસ રહી નીત્ય એઓની વિવિધ પ્રકારથી પૂજા કરતા હતા અને નારદમુનીની આજ્ઞાનુસાર રાજા ઇંદ્રદ્યુમ્ને ત્યાંહાંથી આવી એક વિશાળ મંદીર વિશ્વકર્માથી તૈયાર કરાવી તેમાં દૈત્યોના શત્રુ ભક્તોના પાલક, હિરણ્યકશ્યપને વિદારવા વાળા સમસ્ત વિદ્યાઓના કર્તા તથા નરસિંહજીની સ્થાપના તથા મોટી ધુમધામથી એઓની પ્રતીષ્ઠા કરવાની તૈયારી કરી. સૂતજી બોલ્યા કે હે ઋષીગણો! પછી તે જ્ઞાનગુણસાગર રાજા ઇંદ્રદ્યુંમ્ને એ મંદીર તથા નરસિંહજીની વિધિપુર્વક મોટા સમારંભથી પ્રતીષ્ઠા કરી, શ્રીનૃસિંહ જીનું સ્તવન નારદજી સહીત કરવા લાગ્યા. સુતજી બોલ્યા કે હે ઋષીઓ! પછી નારદજી એ કહ્યું કે હે રાજન્! હવે એમાં એક બૃહત્ યજ્ઞશાળા કરાવવી જોઇએ, જેમાં સો અશ્વમેધ યજ્ઞની સામગ્રી આવી જાય, તથા સંપુર્ણ કાર્ય થઇ શકે. નારદજીના આજ્ઞાધારક રાજા ઇંદ્રદ્યુમ્ને તેવીજ એક યજ્ઞશાળા તૈયાર કરાવી. અને સો યજ્ઞ કરી મહાન તેજ તથા કીર્તિ પામી, સાત રાત્રી ઊભારહી ભગવાનનું સ્તવન કરવા લાગ્યા, તે

વખતે તેઓએ અંતીમ દીવસના ત્રીજાપોહોરે સુંદર સુંદર વન પુષ્પ-માલાઓથી શોભીત શંખ, ચક્ર, ગદા, પદ્મ ધારણ કર્યાછે એવા રક્તવર્ણ ક્ષીરશાઇ સુમનોહર ભક્તવચ્છળ કલ્પવૃક્ષ વિષ્ણુ ભગવાનને સુંદર રત્નજડિત સુવર્ણ સિંહાસન ઊપર શ્રીલક્ષ્મીજીએ સહીત બેઠેલા જોયા. અને એમના દક્ષીણ તરફ હળધર ભગવાન છે, જેની છત્ર છાયા સહસ્ત્ર મુખવાળા ફણીશ કરતા હતા, જ્ઞાન વૈરાગ્યને વધારવાવાળા દેવતા ઋષીઓથી સંપૂજ્ય ભગવાનને સ્વપ્નમાં જોઇ પોતાના ભાગ્યને વખાણી પોતાના યજ્ઞને સુફળ જાણી વારંવાર એ મૂર્તિનું ધ્યાન પોતાના હૃદયમાં કરવાલાગ્યા સુતજી બોલ્યા કે હે વિપ્રવરો ! રાજા ઇન્દ્રદયુમ્ને ફરીથી એ સવિસ્તર હકીકત બ્રહ્માના પુત્ર નારદમુનીજીને કહી. નારદ મુની સંપૂર્ણ વાર્તા સાંભળીને બોલ્યા કે હે રાજન્ ! આજ તમારા યજ્ઞો સફળ થયા. અને હવે તમને કાલ દીવસે પ્રાતઃકાળે અરૂણોદયને સમે શ્રીદારૂમય ભગવાનનાં દર્શન પણ થશે. એવું સાંભળી રાજા ઘણા પ્રસન્ન થયા અને વારંવાર નારદમુનીજીના ચરણનીચે પડવા લાગ્યા. સુતજી બોલ્યા કે હે બ્રાહ્મણો ! નારદજીની આજ્ઞાનુસાર રાજા મોટે પ્રાતઃકાળે અરૂણોદયથી પુર્વે સ્નાનાદીથી નીવૃત્ત થઇ નારદમુની-જીની પાસે જઇ પોહોંચ્યા. નારદમુનીજી રાજાને સાથે લેઇ સમુદ્ર તટ ઊપર જઇ પોહોંચ્યા, ત્યાંહાં નારદમુનીજીના કથનાનુસાર જે પ્રમાણે પુર્વે સ્વપ્નમાં દર્શન થયાં હતાં તેજ પ્રકારે આજ સાક્ષાત્ વિષ્ણુ ભગ-વાનનાં દર્શન કરી રાજા ઘણા પ્રસન્ન થઇ નારદજીને દેખાડવા લાગ્યા. ત્યારે દેવસ્વરૂપ ત્રિકાળજ્ઞ સર્વગતી નારદજી હસીને બોલ્યા કે હે રાજા ! એ તમારાં મોટાં ભાગ્ય છે. કાલે જે શ્વેતદ્વીપવાસી ભગવાનને તમે સ્વપ્નમાં દીઠા હતા તેજ આજે તમારી ભક્તીમાં બધ્ધ થઇને અહીં આવી તમને ચર્મચક્ષુઓ દ્વારા દર્શન દેઇ રહ્યાછે. સુતજી બોલ્યા કે હે ઋષિગણો ! પછી નરદ મુનીજીની આજ્ઞાઅનુસાર યજ્ઞનું અવશિષ્ટ

કાર્ય (બ્રાહ્મણભોજનાદી) સમાપ્ત કરી તે યજ્ઞવેદીમાં યજ્ઞેશ ભગવાનની સ્થાપના તથા પુજનાદી કરી નારદમુનીજીપ્રત્યે બોલ્યા કે હે પ્રભો! ભગવાનની દારૂ (કાષ્ટ) મય મુર્તિ કેમ અને કેવે પ્રકારે બનશે તે કૃપાકરી મને કહો. ત્યારે નારદમુની બોલ્યા કે હે પૃથ્વીરાજ ! ભગવાનની નાના પ્રકારની અસંખ્ય મુર્તિઓ છે. તમે કોણ પ્રકારે કેવી મુર્તિ બનવાવાની ઇછા કરોછો તે અમે નથી કહીસકતા. નારદજીની એટલી વાત સાંભળતાંજ આકાશવાણી થઇ કે હે રાજન્ ! તમે મોટા બુધ્ધિવાન્ તથા જ્ઞાનવાન્છો, નારદજીને એ પ્રશ્ન શુભરીતીએ પુછવો ઊચીતછે. હે રાજન્ !માહાવેદીમાં સંપૂર્ણ જગતના સ્વામી સ્વયં પોતાની ઇચ્છાથી અવતીર્ણ થશે અને તમે એકપક્ષ અર્થાત્ પંદર દીવસ સુધી એ વેદીને બંધ કરી એની બાહેર જઇને ઊછવ કરો, પછી જ્યારે તમને કોઇ મોટો ઊંચો, પુષ્ટ, મનુષ્ય અસ્ત્ર શસ્ત્ર ધારણ કરીને મળે તો તેને વેદીમંડપમાં મોકલી બાહેરથી દ્વાર બંધકરીને પંદર દીવસ સુધી તમો એ બાહેર રહેવું. અને તેનાં દ્વાર તથા ચારે તરફ નાના પ્રકારનાં વાજંત્ર ઇત્યાદી વગાડતા રહો કે જેથી પ્રતીમા ઘડવાનો શબ્દ કોઇને સંભળાય નહીં. એ પ્રતિમાને બનવાનો શબ્દ સાંભળવાથી અને દર્શન કરવાથી દેશ તથા રાજાને મોટી હાની થાય એમછે. અને જે એ શબ્દ સાંભળે તે નરકગામી થાય. તથા નાનાપ્રકારની ઊપાધીઓ દુર્ભિક્ષ મહામારી આદી પેદા થાય. એ માટે એ કાર્ય પૂર્ણ સાવધાન થઇને કરો. દેવવાણીને સાંભળી રાજાએ મોટા દ્વારપાલોને અનેક પ્રકારનાં વાદ્ય શંખ, ભેરી, દુંદુભી, નગારાં આદી વગાડવાની આજ્ઞા આપી. પછી તો તમામ નગરમાં બાજાઓના ઘોર નાદથી કોલાહળ મચી રહ્યો, એ સમયે સાક્ષાત્ ભકતવછળ ભગવાન સુથારનું સ્વરૂપ ધારણ કરી અસ્ત્ર શસ્ત્ર (ઓજાર) લેઇને

રાજા ઈંદ્રદ્યુમ્નની પાસે આવ્યા. રાજાએ દેવવાણીના કથનાનુસાર તેમને એ મંદીરમાં અંદર મોકલી દ્વાર બંધ કરાવી દીધાં.

ઇતિ જદીશમાહત્મ્યે તૃતિયો અધ્યાય સમાપ્ત

## અથ ચતુર્થો અધ્યાયઃ ।

એટલી કથા સાંભળીને નૈમિષારણ્યના નિવાસી મુનિઓ અત્યન્ત પ્રસન્ન થઇને બોલ્યા કે હે સૂતજી મહારાજ ! પછી ઈંદ્રદ્યુમ્ન રાજા એ શું કર્યું ? તે આપ સંપૂર્ણ હકીકત અમને કહો. ત્યારે સૂતજી બોલ્યા કે હે ઋષિગણો ! ઈંદ્રદ્યુમ્ન રાજાએ આકાશ વાણીની આજ્ઞાનુસાર સંપુર્ણ કામ કર્યું અને તે સમયે ત્યાં આગળ સુંદર સુગન્ધિત પુષ્પો તથા ઉત્તમોત્તમ ગન્ધવાળાં પવિત્ર મન્દાકિની ગંગાથી સંમિલિત કમળો વરસવા લાગ્યાં. તથા મન્દિરની બહાર મનોહર નૃત્ય, ગાન, વાદ્ય અને વેદપાઠના ધ્વનિ થવા લાગ્યા. આવી રીત્યે તેર દિવસ નિર્વિઘ્નતાથી વ્યતીત થયા પછી કાષ્ટમય સ્વયંભુ ભગવાન, બલભદ્ર, આદિશકિત સુભદ્રા, અને પોતાના સુદર્શન સહિત ચાર રૂપથી પ્રકટ થયા, ઈંદ્રદ્યુમ્ન રાજાના યજ્ઞમાં આમંત્રિત ઈંદ્રાદિક દેવતાઓ આ કાર્ય જોવાને નિમિતે પોતપોતાના ઘરનો ત્યાગ કરીને ભગવાનના દર્શનની આશામાં અવધિ પર્યન્ત ત્યાંજ રહીને ભગવાંનના દારૂમય રૂપ ધારણ કરવાના નિમિત્તથી પોતપોતાના આસન ઉપર બેસીને ભજન કરવા લાગ્યા. * ભગવાનને ચાર રૂપથી પ્રકટ થએલા જોઇને સંપૂર્ણ દેવો તથા નારદાદિ ઋષિવરો અનેક પ્રકારે તેમની (ભગવાનની) સ્તુતી વિગેરે કરીને સાષ્ટાંગ દંડવત પ્રણામ કરીને ઈંદ્રદ્યુમ્ન રાજાની પ્રશંસા કરવા લાગ્યા.

---

* પરંતુ વિસ્મરણતાથી અવિધના ૨ દિવસ કમ ઓછા અરથાત ૧૩ દિવસમાં કપાટ ઉઘડી જવાથી ભગવાનના હાથ અને પગ બની શકયા નહિં.

અને પોતપોતાનો અભીષ્ટ વર પ્રાપ્ત કરીને સર્વે દેવતાઓ ઈંદ્રદ્યુમ્ન રાજાની રજા માગીને સૌ સૌના સ્થાનપર ચાલ્યાગયા. પછી રાજાએ અનેક પ્રકારે ભગવાનની સ્તુતિ કરી. સૂતપુરાણિ કહે છે હે ઋષિગણ ! તે વખતે નારદજીએ તથા ઈંદ્રદ્યુમ્ન રાજાએ અનેકાનેક વિદ્વાન, પંડિત અને ગુણવાન પુરૂષોને બોલાવીને ભગવાનનાં અનેક સ્તોત્રપાઠ વિગેરે બનાવરાવીને પરમાત્માનું નાના પ્રકારે પૂજન કર્યું. પછી નારદજી બોલ્યા કે હે રાજન્ ! આ વિષ્ણુ ભગવાન તમારે સારૂં આ સ્થાનમાં સ્વયં કાષ્ઠરૂપથી પ્રગટ થયાછે, તમારા જેવો બીજો પીછે કોણ ભાગ્યવાન હશે કે જેને માટે સાક્ષાત્ મહાવિષ્ણુ દારૂમય રૂપ ધારણ કરીને સ્વયં પ્રકટ થાય ! હે રાજન્ ! હવે આ વિષ્ણુભગવાનદ્વારા સંસારનો બહુ મોટો ઉપકાર થશે, અને એમની કૃપાથી સંસારનાં પ્રાણિમાત્ર એમનાં દર્શન વિગેરે કરીને વિના પ્રયાસે મોક્ષપદ પ્રાપ્ત કરશે, માટે હે રાજન્ ! હવે તમે આ વિષ્ણુભગવાનને સારૂં આ કલ્પવૃક્ષની પાસે એક સુંદર શુદ્ધ વિશાલ મંદિર બંધાવીને બ્રહ્માદ્વારા એમની પ્રતિષ્ઠા કરીને આ કાષ્ઠમય બ્રહ્મનું ત્યાં સ્થાપન કરો, વિશ્વમાં એમને વિખ્યાત કરો, અને આ સ્થાનમાં ભગવાનને માટે ભોગમંડપ તથા સ્નાનમંડપ આદિ રચાઓ કે જ્યાં દારૂમય પરબ્રહ્મ સ્વરૂપ પરમાત્મા સંપૂર્ણ ભોગ વિલાસ કર્યા કરશે. નારદજીની આ વાર્તા સાંભળીને ઈંદ્રદ્યુમ્ન રાજાએ વિશ્વકર્માને તથા બીજા કળાકુશળ કારીગરોને બોલાવીને એક સુંદર વિશાલ મંદિર બનાવવાને સારૂં આજ્ઞા આપી. રાજાની આજ્ઞા પ્રમાણે સમસ્ત કારીગર લોકો અત્યન્ત આનંદ તથા ઉત્સાહ પૂર્વક મંદિર બનાવવા લાગ્યા. નૃપતિની તથા નારદજીની આજ્ઞા પ્રમાણે સુંદર વિશાળ મંદિર તથા તેની અંદર અનેક ભોગ, સ્નાન વિગેરેને સારૂં ઓરડાઓ અને તેની ચારે બાજુએ ચિત્તહર વિશાળ ચાર ગેલેરીઓ કાઢીને અત્યંત રમણીય, અમરપ્રશંસનીય અલૌકિક મંદિર બનાવી દીધું, કે જે મંદિરને

જોઇને ઇન્દ્રાદિ દેવતાઓ તથા મહાકલાકુશળ કારીગર લોકો લજ્જિત થઇ ગયા. આ મંદિર તૈયાર થઇ ગયા પછી રાજા ઇંદ્રદયુમ્ને દારૂમય ભગવાનની પૂજા વિગેરે કરીને તેમની પુજા તથા સંરક્ષણાદિને સારૂં વિશ્વાવસુ, વિદ્યાપતિ, તથા પોતાના પ્રધાન વિગેરે રાખીને પોતે પુષ્પકવિમાનમાં નારદ મુનિને લેઇને બ્રહ્મલોકમાં બ્રહ્માને લેવાને સારૂં ગયા. ત્યાં બ્રહ્મલોકમાં બ્રહ્માજીના સ્થાનપર જઇને જોયું તો ચારે તરફ રત્નજડિત નાના પ્રકારની પતાકાઓ ફરકી રહીછે. વિવિધ પ્રકારનાં મનોહર વિણા વિગેરે વાદ્યો વાગીરહ્યાં છે, અને દ્વારપાસે શક્રાદિ સમગ્ર સુરસમૂહ સૌના સૌના વાહન સહિત ઉભારહ્યા છે. આ પ્રકારના કૌતુકને જોઇને નારદમુનિ સ્મિતહાસ્યવાળું મુખ કરીને આગળ ચાલ્યા. મૃત્યુ લોકના રાજા ઇંદ્રદયુમ્નને સાથે લેઇને જતા નારદમુનિને જોઇને દ્વારપાલે રોકયા અને કહ્યુંકે હે મહારાજ! આ વખતે કોઇને જવાની આજ્ઞા નથી, દ્વારપાલનું વચન સાંભળીને નારદજી બોલ્યા કે હે દ્વારપાળ તમે જઇને બ્રહ્માને સુચના આપોકે ઇંદ્રદયુમ્ન રાજાને લેઇને નારદજી આવ્યાછે. નારદજીનું વચન સાંભળીને દ્વારપાળ બોલ્યો કે હે મહારાજ! આપ બ્રહ્માના પુત્ર છો માટે આપ જ જઇને પુછો. આ સમયે બ્રહ્માજી ધ્યાનમાં નિમગ્ન થઇને સામવેદથી ભગવાનની સ્તુતિ કરી રહ્યાછે એટલા માટે હું જઇશકીશ નહીં. દ્વારપાળનું આપ્રમાણેનું વચન સાંભળીને નારદજી ઇન્દ્રદયુમ્ન રાજાને દેવડી ઉપર ઉભા રાખીને પોતે બ્રહ્માની પાસે જઇને હાથ જોડી દંડવત્ પ્રણામ કરીને બોલ્યા કે હે મહારાજ! આપની આજ્ઞાનુસાર મેં ઇન્દ્રાદયુમ્ન રાજાને ત્યાં સર્વ કાર્ય બરાબર કરાવી દીધું છે. અને એ ઇન્દ્રદયુમ્ન રાજા આપને લેવાને સારૂં અહિં આ દ્વારપાસે ઉભા રહ્યાછે. નારદજીની વાત સાંભળીને બ્રહ્મા એ સંકેત થી ઇન્દ્રદયુમ્ન રાજાને પોતાના પાસે બોલાવવા કહ્યું. બ્રહ્માની સાંકેતિક આજ્ઞા પ્રમાણે નારદજી ઇન્દ્રદયુમ્નને બ્રહ્માની પાસે

લેઇ ગયા. ઇન્દ્રદ્યુમ્ન રાજાએ બ્રહ્માને ધ્યાનસ્થ જોઇને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરી અનેક સ્તુતિ કરીને વિજ્ઞપ્તિ કરી કે હે બ્રહ્મદેવ ! આપના કૃપા કટાક્ષથી અમારૂં સંપૂર્ણ કાર્ય સફળ થયુંછે. આરંભેલો યજ્ઞ પૂર્ણ થયોછે, અને કાષ્ટમય ભગવાન્ પણ આપની કૃપાથી ભૂમંડળમાં સ્વયં રૂપથી પ્રેકટ થયાછે, એમને સારૂં મંદિર વિગેરે બનાવ્યુંછે, માટે એ પ્રસ્તુત ઉપર આપ કૃપાકરીને પધારો અને એમની પ્રતિષ્ઠા વિગેરે કરો, રાજાની એટલી વાત સાંભળીને બ્રહ્મા પોતાના કાર્યમાંથી પરવારીને ઇન્દ્રદ્યુમ્નની અનેક પ્રશંસા કરીને બોલ્યા કે હે રાજન્ ! તમારા પુણ્યના અને યજ્ઞના ફળથી એ સર્વ કાર્ય સુગમતાથી પૂર્ણ થયાં અને સાક્ષાત્ પરબ્રહ્મ પરમેશ્વર મહાવિષ્ણુ સ્વય દારૂમય રૂપ ધારણ કરીને ઉપ-સ્થિત થયા. બ્રહ્માનું આવું વચન સાંભળીને રાજા પરમાનન્દમાં નિમગ્ન થઇને બ્રહ્માની પ્રતિ બોલ્યા કે હે મહારાજ ! એ સર્વ આપના ચરણની કૃપા છે, સૂતજી કહેછે હે ઋષિગણ ! બ્રહ્માની તથા રાજાની આટલી વાત થયા પછી દુર્વાસા ઋષિ બ્રહ્માની પાસે આવીને બોલ્યા કે હે મહારાજ પ્રજાપતે ! આપનાં દર્શનને સારૂં ઇંદ્રાદિક દેવતાઓ આવીને દ્વારપાસે ઉભા રહ્યાછે. દુર્વાસાનું વચન સાંભળીને બ્રહ્મા બોલ્યા કે હે મહર્ષિ દુર્વાસા ! આ રાજા અમારી પાંચમી પેઢીનો સર્વાધિકારી પરમ વૈષ્ણવ અને મહાજ્ઞાની છે, એણે પોતાના યજ્ઞાદિ દ્વારા મહાવિષ્ણુ ભગવાનની ઉત્કલ શ્રીક્ષેત્રમાં દારૂમય મૂર્તિ નિર્માણ કરીછે, જેના વડે કરીને પ્રાણિમાત્ર સુલભતાથી મોક્ષપદ મેળવી શકશે; એટલું કહીને બ્રહ્મા એ સર્વ દેવતાઓને બોલાવવાની આજ્ઞા કરી, ત્યારે દુર્વાસા મુનિ સમસ્તસુરવર્ગને લેઇને બ્રહ્માને દંડવત્ પ્રણામ કરવા લાગ્યા અને રાજા ઇન્દ્રદ્યુમ્ન પણ સર્વેને પ્રણામ કરીને સર્વેની આજ્ઞા મેળવીને બેઠા ત્યારે બ્રહ્મા બોલ્યા કે હે રાજન્ ઇન્દ્રદ્યુમ્ન ! તમે જઇ ને મંદિરમાં પ્રતિષ્ઠાની તૈયારી કરો. હું પણ પછીથી આવુંછું,

બ્રહ્માનું આ પરમરમ્ય વચન સાંભળીને રાજા બોલ્યો કે હે મહારાજ ! ત્યાં તો સર્વ સામગ્રી તૈયારજછે, કેવળ આપ પધારો એટલોજ વિલંબછે, રાજા ઇન્દ્રદ્યુમ્નનું કહેવું સાંભળીને વળી બ્રહ્મા બોલ્યા કે હે રાજન્ ! તમારો દેશ, રાજા, પત્ની, અને સેના વિગેરે સર્વ નષ્ટ ભ્રષ્ટ થઇગયું છે અને અત્યાર સુધીમાં તમારા દેશમાં ઘણા રાજાઓ થઇ ચુકયા છે અને સર્વ સામગ્રી પણ નષ્ટપ્રાય થઇ ગઇછે. કારણકે તમારે અહીં આવ્યે કેટલાક મન્વંતર બદલાઇ ગયા, તેથી હે રાજન્ ! ત્યાં આગળ કેવળ ભગવાનની મૂર્તિ અને મંદિર વિના તમારી કંઇ નિશાની રહી નથી. હે રાજન્ ! તમે શબરનિધી, પદ્મનિધી, તથા નારદમુનિને લેઇને ત્યાં જઇને સર્વ તૈયારી કરો તે પછી અમે પણ આવીએછીએ. બ્રહ્માજીની આવી વાત સાંભળીને એમને દંડવત્ પ્રણામ કરીને સર્વ મુનિઓ, તથા ઈંદ્રાદિક સર્વ દેવતાઓ રાજા ઇન્દ્રદ્યુમ્નની સાથે નીલાચલ (શ્રીક્ષેત્ર) જગન્નાથ પુરી તરફ ચાલ્યા.

ઇતિ જગદીશમાહાત્મ્યે ચતુર્થો અધ્યાય સમાપ્ત.

---

## અથ પંચમો અધ્યાયઃ ।

ઋષિઓ બોલ્યા કે હે સૂતજી મહારાજ ! પછી રાજા ઇન્દ્રદ્યુમ્ને સર્વ ઋષિઓ તથા દેવતાઓની સાથે જઇને એ નીલાચલ (શ્રીક્ષેત્ર) માં શું કર્યું એ સર્વ હકીકત અમને કૃપાકરીને કહેશો, એ સાંભળીને સૂત પુરાણિક બોલ્યા કે હે ઋષિવરો ! રાજા ઈંદ્રદ્યુમ્ને ઇન્દ્રાદિક દેવોની તથા નારદાદિ ઋષિઓની સાથે ત્યાંજઇને એવું દીઠું કેઃ– એક પરમરમણીય ભવ્ય મંદિરમાં ભગવાનની મૂર્તિની સ્થાપના થએલી અને તેની ચારે બાજૂએ તેના સંરક્ષકોનો સમુદાય તથા ભગવાનના સેવકો ત્યાં ફરતા હતા, રાજા ઇન્દ્રદ્યુમ્ને એ દારૂમય ભગવાનના સૂક્ષ્મ રૂપનું પૂજન વિગેરે કરીને તથા એ મહાવિષ્ણુની અનેક પ્રકારે

સ્તુતિ કરીને પુછ્યું કે- હે રક્ષક લોકો ! આ મંદિર કોણે બનાવી ને એમાં ભગવાનની મૂર્તિ સ્થાપન કરીછે ? એ સાંભળીને રક્ષક લોક તથા પૂજારી લોક બોલ્યા કે હે મહારાજ ! અહીંના ગાલવ નામના રાજાએ આ મંદિરનો જીર્ણોદ્ધાર કરીને એમાં ભગવાનની સ્થાપના કરીછે, આવું સાંભળતાની સાથેજ રાજા ઇન્દ્રદ્યુમ્ને મંદિરમાં પેશીને બલાત્કારે એ ભગવાનની મૂર્તિને ત્યાંથી ઉઠાવીને એની પશ્ચિમ બાજુએ બાહેર લાવીને મુકી દીધી, રાજા ઇંદ્રદ્યુમ્નનો આ બલાત્કાર જોઇને રાજા ગાલવના રક્ષક (સિપાઇ) લોકોએ વૈતરણી નદીના તીર ઉપર રહેનારા ગાલવ રાજાને જઇને કહ્યું કે હે મહારાજ ! કોઇ એક રાજાએ આપે સ્થાપન કરેલી ભગવાનની મૂર્તિને ઉઠાવીને મંદિરની બહાર પશ્ચિમ બાજુએ મુકી દીધીછે, ગાલવરાજા આ સાંભળતામાંજ અત્યંત ક્રુદ્ધ થઇને પોતાના સમસ્ત સૈન્ય સહિત પુરૂષોત્તમ ક્ષેત્રમાં આવ્યો. તો ત્યાં આગળ ઇન્દ્રાદિક દેવતાઓને તથા નારદમુનિને જોઇને પરમ નમ્રતા પૂર્વક પ્રણામ કરીને પુછવા લાગ્યો કે હે મહર્ષિનારદ ! આજ અહીં ઇન્દ્રાદિક દેવતાઓનું શા કારણથી આગમન થયુંછે ? અને આ મૂર્તિને અંદરથી બહાર કોણે સ્થાપન કરી ? ગાલવ રાજાનું આવું બોલવું સાંભળીને નારદમુનિ બોલ્યા કે હે ગાલવ રાજા ! હું તમને સવિસ્તર વૃતાન્ત સંભળાવુંછું તમે સાવધાન ચિતથી સાંભળો. આ ઇન્દ્રદ્યુમ્ન રાજા છે, એણે આ ક્ષેત્રનું શોધન કર્યું, અહીં નીલમાધવની ઇચ્છા તથા આજ્ઞાનુસાર એણે યજ્ઞાદિદ્વારા ભગવાનની દારૂમય મૂર્તિ તથા આ ભવ્ય મંદિર વિગેરે બનાવરાવ્યું હતું, એ મંદિરની પ્રતિષ્ઠા તથા મૂર્તિની સ્થાપના કરવાને સારૂં એ બ્રહ્માને બોલાવા સારૂં ગયો હતો. ત્યાં ફરતાં ફરતાં મન્વંતરો વીતી ગયા, તેટલા સમયમાં અનેક રાજાઓ તથા અનેક નવીન કાર્યો થઇ ગયાં, ત્યારે બ્રહ્મા એ આ લોકોની સાથે મોકલ્યો કે ફરી તમે એ નીલાચલ ઉપર જાઓ

અને મંદિરની પ્રતિષ્ઠા તથા ભગવાનની મૂર્તિ સ્થાપન કરવાની સામગ્રી સજ્જ કરો તેથી આ સર્વ ઈંદ્રાદિક દેવતાઓ બ્રહ્માની આજ્ઞાથી અહીં આ મંદિરની પ્રતિષ્ઠા તથા ભગવાનની સ્થાપના કરવાની તૈયારી કરવાને આવ્યાછે અને થોડા સમયમાં બ્રહ્મા પણ એની પ્રતિષ્ઠા કરવાને નિમિત્તે આવશે, કારણકે કોઇ એક વખતે બ્રહ્માએ ભગવાન પાસેથી આ મંદિરની પ્રતિષ્ઠા કરવાનું વરદાન માગ્યું હતું. તે વરદાન આજ પુરૂ થશે. નારદમુનિની આવી વાત સાંભળીને રાજા ગાલવ લજ્જિત થઇને ઇન્દ્રદયુમ્ન રાજાને સંપૂર્ણ રાજ્ય સોંપીને રાજાની પછેડી જઇને બેઠો. પછી ઈંદ્રદયુમ્ન રાજાએ નારદમુનિની આજ્ઞાનુસાર એ મંદિરના પુનઃસંસ્કારને સારૂં તથા પ્રતિષ્ઠાને સારૂં સર્વ સામગ્રી મંગાવી, તથા નાના પ્રકારની કારીગરીથી અને મણી વિગેરેથી પરમ સુશોભિત ત્રણરથ અને એને સારૂં સુંદર અને વિવિધ પ્રકારનાં આભૂષણોથી અલંકૃત અશ્વ સજ્જ કરાવીને ભગવાનના પુનરાગમનને સારૂં સ્તુતિ કરવા લાગ્યો. એટલામાંજ જગતના પ્રપિતા પ્રજાપતિ ચતુર્મુખ બ્રહ્માજી શુભ્ર વસ્ત્રાલંકારથી અલંકૃત બેય બાજુમાં સાવિત્રી વા સરસ્વતીથી વિભૂષિત એવા સુંદર રત્નજડિત સિંહાસન ઉપર બેશી બ્રહ્મલોકમાંથી આવ્યા, બ્રહ્માને આવતા જોઇને સમસ્ત સભામંડળે ઉભા થઇને બ્રહ્માનું અભિવંદન કરવા માંડયું. બ્રહ્માએ સર્વેને યથોચિત ઉત્તર આપીને સંતોષિત કર્યા, ત્યારે નારદમુનિએ ચારે તરફ પ્રદક્ષિણા કરીને બ્રહ્માને સંપૂર્ણ સામગ્રી તથા સર્વસ્થાન બતાવ્યું. ઈંદ્રદયુમ્ન રાજાની સમસ્ત સામગ્રી ને જોઇને બ્રહ્મા અત્યંત પ્રસન્ન થઇને બોલ્યા કે હે રાજન્! તમારૂં સર્વ કાર્ય અત્યંત પ્રશંસનીય છે, કારણકે આટલા મોટા સ્થળમાં કંઇ કોઈ પ્રકારની ખામી નથી, આવું કહીને બ્રહ્માજી એ નારદાદિ મુનિને સાથે લેઇને ભગવાન દારૂમય પરબ્રહ્મને બલભદ્ર અને સુભદ્રાની સાથે રથોમાં બેસાડીને પ્રણામ કરીને આનન્દમાં મગ્ન

થઇ સામવેદથી ભગવાનની અને ઋગ્, યજુઃ તથા અથર્વ વેદથી સુભદ્રા, બલભદ્ર અને સુદર્શન ચક્રની સ્તુતિ કરી, પછી રથમાં ફેરવીને મંદિરની પ્રતિષ્ઠા કરી; તે પછી સુંદર મણિજડિત સુમનોહર રત્નવેદીમાં પ્રથમ બલભદ્ર, સુભદ્રા તથા ભગવાન જગન્નાથ અને તેની પાસે સુદર્શન ચક્રની સ્થાપના કરી. નાના પ્રકારનાં પૂજનાદિથી મહાભિષેક કર્યો અને એક હજાર વિષ્ણુમહામંત્રરાજનો જપ કર્યો. બ્રહ્માએ પોતે મહામંત્રનો જપ કર્યો તેથી નરસિંહ ભગવાને જાતે પ્રકટ થઇ પોતાનું પરમ પાવન, દુષ્ટનાશન, ત્રિવિધ તાપનો નાશ કરનારૂં, વિકટ રૂપ દેખાડયું, જેને જોઇને બહુલોક ભયભીત થઇને નાસવા લાગ્યા, ત્યારે બ્રહ્માએ સવને નરસિંહભગવાનના રૂપ તથા ગુણનું વર્ણન કરીને સમજાયા તેથી સર્વ લોક નરસિંહ ભગવાનની સ્તુતિ અને પાઠ વિગેરે કરવા લાગ્યા.

ઇતિ જગદીશમાહાત્મ્યે પંચમ અધ્યાય સમાપ્ત.

---

## અથ પષ્ઠોઽધ્યાયઃ ।

પછી બ્રહ્મા બોલ્યા કે હે પ્રભો ! આપ જગતના આધાર, પરબ્રહ્મ, અને સૃષ્ટિના આદિકર્તા છો, આપનાજ નિઃશ્વાસ વાયુમાંથી નીકળેલ (ॐतत्सत्) શબ્દથી ચારે વેદ, તથા સંસારની ઉત્પત્તિ, પાલન, અને એનો કંઇક અંશ લેઇને અમે (બ્રહ્મા, વિષ્ણુ, મહેશ) આ કાર્ય ના અધિકારી થયા છીએ. આપ અભેદ્ય, અચિન્તનીય, અનીહ (ઇચ્છા-વિનાના) ચિદાત્મા અને વેદાન્ત સ્વરૂપ છો, આપની માયા તથા ગુણાનુવાદને સંસારી જીવ તો શું પણ દેવતા લોક પણ નથી કહી શકતા. એવા આપને અમારાં અનેકાનેક પ્રણામ છે, સૂત પુરાણિ બોલ્યાકે હે મુનિગણો ! એવી રીતે બ્રહ્માએ નાના પ્રકારે મહાવિષ્ણુ ભગવાન જગન્નાથ સ્વામીની સ્તુતિ કરી અને વારંવાર દંડવત્ પ્રણામ કરીને બોલ્યા કે હે ભકતવત્સલ પ્રભો ! આપ સર્વત્ર સર્વદા

સર્વસ્થાનોમાં વ્યાપ્ત તથા પ્રતિષ્ઠિત છો. આપની પ્રતિષ્ઠા કોણ કરી શકે એવોછે? પરંતુ ભક્તોનો ઉદ્ધાર કરવાને સારૂં તથા તેમને પ્રસન્ન કરવાને સારૂં આપ નાના પ્રકારનાં સ્વરૂપ ધારણ કરી ભક્તોને અભય વરપ્રદાન આપતા એવા તેમની ઇચ્છાનુસાર લીલા કરીને તેમને સુખ આપોછો. આપની લીલાને પ્રથમ આપજ જાણી શકોછો; અમે આપની સાંસારિક માયાના બંધનમાં રાત્રિદિવસ પડી રહીએ છીએ. સૂતજી બોલ્યા કે હે બ્રાહ્મણો! બ્રહ્માએ દારૂમય ભગવાનના મંદિરની અને વૈશાખ સુદી ૮ અષ્ટમી ગુરૂવારે શ્રીનૃસિંહજીના મંદિરની પ્રતિષ્ઠા કરી. રાજા ઇન્દ્રદ્યુમ્નને ત્યાંનું રાજ્ય આપ્યું ઇંદ્રદ્યુમ્ન રાજાને રાજ્યસિંહાસન ઉપર બેઠેલો જોઇને કાષ્ઠમય ભગવાંન (શ્રીજગન્નાથજી) લગાર હાસ્યવાળા મુખથી બોલ્યા કે હે રાજન્ તમે અમારે સારૂં પોતાનું રાજ્ય પાટ કોષ સંપત્તિ વિગેરે ગુમાવીને અનેક પ્રકારનાં કષ્ટ સહન કર્યાં અને ત્રણે લોકથી પણ પવિત્ર, સુંદર, અત્યંત વિશાલ, જેની દેવતાઓ પ્રશંસા કરે એવું અમારૂં મંદિર બંધાવી પ્રસિદ્ધ કર્યું માટે હે રાજન્! હવે તને જેવી ઇચ્છા હોય તેવો વર માગ્ય, હું ત્હારી ઉપર પરમ પ્રસન્નછું, આવું સાંભળીને ઇન્દ્રદ્યુમ્ન રાજા બોલ્યા કે હે મહારાજ આપની કૃપાથી મારી સંપૂર્ણ આશાઓ પૂર્ણ થઇ, હવે આપની પાસે એજ વરદાન માગું છું કે મારી જન્મ-જન્માંતર આપના ચરણકમળમાં અવિચળ-ભક્તિ રહે!! ભગવાન્ અત્યંત પ્રસન્નતાથી एवमस्तु! (એવું હો!) કહીને રાજાને કહેવા લાગ્યા કે હે રાજન્! આ વરદાન તને આપીને અમે કહીએ છીએ કે આજથી બ્રહ્માના દ્વિતીય પ્રહરાર્ધ એટલે બીજા પ્રહર સુધી અમે તારી ઇચ્છાનુસાર અહીં આજ રૂપથી અત્યંત પ્રસન્નતાથી રહીશું, માટે તું અમારી આજ્ઞાપ્રમાણે અમારી પૂજાનો પ્રબન્ધ કર, જેથી આ તારી કીર્તિ અને યશ અહર્નિશ છે તેવાં ને

તેવાંજ રહે, તારા યજ્ઞાદિથી તથા નારદજીના પૂજનાદિથી જ્યેષ્ઠ સુદી પૂર્ણિમાએ હું અવતીર્ણ (પ્રકટ) થયો. પરંતુ જે મારો જન્મદિવસ નહીં કારણકે જન્મ મરણથી રહિત સર્વમય અને એક સ્વરૂપ એવો જેહું તે મને એ જ્યેષ્ઠ સુદી પૂર્ણિમાએ સ્નાનાદિ કરાવી, મારૂં વિધિ પૂર્વક પૂજનાદિ કરી પંદર દિવસ સુધી અમારૂં પટ બંધ કરી દેવું. જેથી પંદર દિવસ સુધી કોઇ મ્હારૂં દર્શન ન કરી શકે, અને જો કોઇ એ પંદર દિવસની અંદર મારૂં દર્શન કરશે તો તે નરકગામી થશે, વળી એ પંદર દિવસ પછી આષાઢ શુકલપક્ષ દ્વિતીયા પુષ્ય નક્ષત્રને દિવસે અમારી રથયાત્રા અને આષાઢ શુકલ એકાદશી એ અમારૂં શયન, તથા શ્રાવણ શુકલ પૂર્ણિમાએ અમારો વીર ઉત્સવ, ભાદ્રપદ શુકલ એકાદશીએ અમારૂં પાર્શ્વ પરિવર્તન ( પરકંમા ) અને કાર્તિક શુદી ૧૧ ને દિવસે અમારૂં ઉત્થાપન ( ઉઠવું ) માગશીર્ષ શુકલ છઠે અમારા સુંદર વસ્ત્રાભૂષણોથી શૃંગાર, તથા પોષ સુદી પૂર્ણિમાએ અમારો પુષ્પાભિષેક, ઉત્તરાયણ મકર સંક્રાંતિએ યથાવિધિ માઘોત્સવ, તથા ફાગણ શુદી પૂર્ણિમાએ ઘોલોત્સવ ( હિંદોળો ) અને ચૈત્ર સુદી ચતુર્દશીએ અમારૂં દમનકાર્પણ, તથા વૈશાખ સુદી ત્રીજે ચંદનયાત્રા અર્થાત્ અમારા શરીરમાં સુગંધ યુકત ચંદન લેપ કરવો. જલભ્રમણ વિગેરે પ્રતિવર્ષ આ અમારા કહ્યા પ્રમાણે બાર ઉત્સવ કરવા એને સારૂં અમે અમારા પ્રતિનિધિરૂપ અગીયાર મૂર્તિઓ આપીએ છીએ તેની સ્થાપના કરો અને રથયાત્રામાં અમે જાતે અમારી વેદી ઉપરથી ઉઠીને નવ દિવસમાં ફરી આવી તથા ગુડીની યાત્રા કર્યા કરીશું, આટલું કહીને ભગવાન દારૂમય સ્વરૂપ મૌન ગ્રહણ કરી ગયા. અને રાજા ઈંદ્રદ્યુમ્ને ભગવાનના કહ્યા પ્રમાણે એ ભગવાનની અગીઆર મૂર્તિઓનાં મંદિર બનાવી પ્રતિષ્ઠા કરી, સ્થાપના કરી અને એની અગીઆર યાત્રાઓને સારૂં પણ જાૂદાં

જૂદાં સ્થાન બનાવી દીધાં, અને પ્રતિ વર્ષ એમાં વિધિપ્રમાણે ભગવાનની યાત્રા કરવા લાગ્યો. તથા રથયાત્રાને સારૂં પ્રતિ વર્ષ સુંદર વિચિત્ર મણિ જડેલો રથ, ભગવાન, સુભદ્રા તથા બલભદ્રને સારૂં બનાવી સમસ્ત પરિજન, સૈન્ય અને બીજા નગરનિવાસીઓની સાથે ભગવાનનેં રથમાં પધરાવીને અનેક પ્રકારનાં ગીત વાદ્યથી ભગવાનની રથયાત્રાનો ઉત્સવ કરવા લાગ્યો, જેનાં દર્શનને સારૂં મહર્ષિઓ દેવતાઓ તથા હરિભક્તો આવવા લાગ્યા, સૂત પુરાણિ કહે છે હે મુનિગણો ! આવા પ્રકારનું ઇન્દ્રદ્યુમ્ન રાજાનું કાર્ય જોઇને ઇન્દ્રાદિક દેવતાઓ તથા બ્રહ્મા મહારાજ ઇન્દ્રદ્યુમ્નને અનેક ધન્યવાદ તથા આશિરવાદ આપી શ્રીવિષ્ણુ ભગવાન સુભદ્રા અને બલભદ્રજીના ચરણનો સ્પર્શ કરીને જય જય કાર કરતા કરતાં પોત પોતાના સ્થાનોમાં ચાલ્યા ગયા.

ઇતિ જગદીશમાહાત્મ્યે ષષ્ઠ અધ્યાય સમાપ્ત.

---

## અથ સપ્તમ અધ્યાયઃ ।

પછી સૂત પુરાણિ બોલ્યા કે હે ઋષિગણો આ સર્વ નીલમાધવની તથા દારૂમય ભગવાનની કથા મેં કહી હવે એમના દર્શનની વિધિ કહુ છું તે ચિત્ત દેઇને સાંભળો, પ્રથમ માર્કંડેય તીર્થ ( તલાવ ) માં સ્નાન કરી પછી શ્રીમાર્કંડેયેશ્વર મહાદેવનાં દર્શન કરીને ભગવાનના મંદિરમાં જવુ, ત્યાં જઇને ભગવાનના મંદિરની ઉપર જે નીલ ચક્ર છે તેને નમસ્કાર કરવા, પછી અક્ષય વટવૃક્ષની પરિક્રમા કરીને વિઘ્નેશ ગણેશનાં દર્શન કરવા, અને એજ પ્રકારે વટેશ્વર ( વટેકૃષ્ણ )

મંગલા દેવી, ક્ષેત્રપાળ, નરસિંહજી, વિમળા દેવી અને પાતાલેશ્વર નાં દર્શન કરવાં ત્યાર પછી એ મંદિરની અંદર જે ભુવનેશ્વરજીનુ મંદિર છે તેનાં દર્શન તથા પૂજા વિગેરે કરીને ઇશાનેશ્વર, ગરૂડ તથા ભગવાનના દ્વારપાળ જય વિજયનાં દર્શન પૂજન વિગેરે કરીને પછી ભગવાનનાં દર્શનને સારૂં વિજયની પ્રાર્થના કરવી, ત્યાર પછી પરમ પવિત્ર, તાપત્રય વિનાશક, મહાવિષ્ણુ, લક્ષ્મીજી, અને શેષ ભગવાન તથા સુદર્શન ચક્ર સહિત શ્રી બલભદ્ર, શ્રીસુભદ્રા અને શ્રીજગદીશ સ્વામીજી નાં દરશન પૂજન વિગેરે કરી ભગવાનનાં સ્તોત્ર પાઠ વિગેરે કરવાં હે મુનિગણો ! આવી રીતે શ્રીજગન્નાથજીનાં દરશન કરવાથી એક એક પગલે એક એક અશ્વમેધ યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે એટલા માટે આ યાત્રા મેં સંસારના ઉપકારને સારૂ આપના સ્વાર્થને સારૂં આપને કહી.

ઇતિ જગદીશમાહાત્મ્યે સપ્તમ અધ્યાય સમાપ્ત.

---

## અથ અષ્ટમ અધ્યાયઃ ।

આટલું કહીને સૂત પુરાણિ બોલ્યા કે હે ઋષિગણો ! નિત્ય આ પ્રમાણે દર્શન કરીને જે શ્રીભગવાનના મહા પ્રસાદનુ ભક્ષણ કરે, ત્રણ રાત્રિ નિવાસ કરે, તીર્થરાજ ( સમુદ્ર ) નું દરશન તથા સ્નાન કરે, યજ્ઞપુર ( જનકપુર ) નું દર્શન કરે તથા ત્યાંના દેવોનું પૂજન કરે બ્રાહ્મણભોજન કરાવે તથા તીર્થરાજ ઉપર પિત્ર શ્રાધ્ધાદિ કરી શ્વેતગંગામાં જઇને પોતાના સર્વ પાપોની ત્યાં ક્ષમા માગી સ્નાન વા માજન કરી ત્યાના શ્વેતમાધવ વિગેરેનાં દશન કરે અને

પછી ઉગ્રસેનાદિનાં દર્શન કરીને શ્રીહનુમાનજીનાં દર્શન કરે, તીર્થરાજ સમુદ્રની પ્રાર્થના કરે, લોકનાથ, ઇન્દ્રદ્યુમ્ન સરોવર, નીલકંઠ, યમેશ્વર, અને કપાલમોચનાદિનાં દર્શન કરતાં કરતાં ઘર ભણી આવવાને રસ્તે પડતાં સાક્ષી ગોપાલાદિ તથા માર્ગમાંના સમસ્ત દેવતાઓ અને મહાનદીઓની પ્રાર્થના અને દર્શન કરીને ઘેર આવી ભગવાન પ્રીત્યર્થ હવન, બ્રાહ્મણ ભોજનાદિ કરાવે, હે મુનિગણો! આવા પ્રકારની પ્રદક્ષિણા તથા દર્શન કરવાથી તેને અનેક ગોદાન તથા વાજપેય યજ્ઞનું ફળ પ્રાપ્ત થશે, અને હે મુનિગણો! આવી રીતે જે મહાવિષ્ણુ દારૂમય બ્રહ્મના નિર્માલ્ય અર્થાત મહાપ્રસાદ નુ ભક્ષણ કરેછે તેનાં સંપૂર્ણ પાપ નાશ થઇ જાયછે, તથા બુદ્ધિ નિર્મલ શરીર શુધ્દ અને કાયા કલ્પ થઇ જાયછે. વળી હે મુનિવરો! એ પ્રસાદ દેવતાઓને પણ દુર્લભછે, અને એવા પવિત્ર, પરમ શુધ્દ મહાપ્રસાદને કદાપિ શૂદ્ર પણ સ્પર્શ કરીદે તથાપિ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર વિગેરે ચારે વર્ણ તથા ગૃહસ્થ, બ્રહ્મચારી, વાનપ્રસ્થ અને સન્યાસી ચારે આશ્રમીઓને ગ્રહણ કરવા યોગ્યછે. એ પ્રસાદનુ ભક્ષણ કરવાથી સંપૂર્ણ યજ્ઞ, તીર્થ, અને ક્ષેત્રાદિના દર્શન તથા સ્નાનનું ફળ પ્રાપ્ત થાયછે માટે હે મુનિઓ! આવો સુંદર જગદીશનો પ્રસાદ પ્રાપ્ત થતાની સાથે કંઇ તર્ક વિતર્ક કે વિચાર કર્યા વિનાજ ખાઇ લેવો ઉચિત છે આ મહાપ્રસાદથી દૈત્ય, દેવતા અને પિતર આદિ સર્વદા સંતુષ્ટ રહે છે. વળી હે મુનિવરો! આ મહાપ્રસાદને કદાપિ અગ્રાહ્ય ન કરવો જોઇએ, અર્થાત બિલાડીનો અથવા કૂતરા વિગેરેનો ઉચ્છિષ્ટ મળી આવે તો પણ લેઇ લેવો અને દેવતા ઓ

ગ્રહણ કરે છે એવા મહાપ્રસાદની પ્રશંસા કોણ કરીશકે એવોછે ? ! ! હે મુનિગણો ! આવા ઉત્તમ મહાપ્રસાદનું તથા આ ક્ષેત્રનું જે મહાત્મ્ય કહ્યું તે મહાત્મ્ય દેવતા લોકોને પણ દુર્લભ છે. જે આ મહાત્મ્યનું સારી રીતે ઘેર બેઠાં અધ્યયન કરશે અથવા સાંભળશે તે શ્રીજગદીશજીના દર્શનનું ફળ મેળવશે, અને અન્તે શ્રીપુરીમાં જઇને નિવાસ કરશે. આટલું સાંભળીને સમસ્ત ઋષિ લોકોએ શ્રીસૂતજી મહારાજનું અનેક પ્રકારે પૂજન કર્યું પછી તેમને વિદાય કર્યા. અને ઇન્દ્રદ્યુમ્ન રાજા પણ સંપૂર્ણ કાર્યાદિ ખરેખર કરી નારદજીની સાથે સાથે એજ દેહે બ્રહ્મ લોકમાં ચાલ્યો ગયો.

ઇતિ શ્રીજગદીશમાહાત્મ્યે અષ્ટમો અધ્યાયઃ સંમાપ્ત.

## શુભં ભૂયાત્

## કવિ દયાશંકર રવિશંકર-ખંભાત.

